# પ્રાસ્તાવિક.



ભારતીય સંસ્કૃતિના અનેક પ્રધાન અંગોમાં, ભાષા સંસ્કાર નામનું એક મુખ્ય અંગ છે. તે અંગમાં **ભારતીય મહા આર્ય પ્રજાની** માનસિક વિચાર શ્રેણિના આંદોલનો વ્યક્ત કરવા માટે કઇ કઇ જાતની ઉત્તમોત્તમ અને સમૃદ્ધ સાધન સામગ્રી રહેલી છે ? તેનો વિચાર ઘણોજ ગહન અને દૂરગામી છે. એ ભાષા–સંસ્કારમાં સંસ્કૃત અને પ્રાકૃત ભાષા મુખ્ય ભાગ ભજવે છે. ભાષાઓના શબ્દે શબ્દમાં ભારતીય સસ્કૃતિની અપૂર્વ ઘટના, સર્વ સામાન્યલોકવ્યવહાર, સૂક્ષ્મતમમનોભાવો, સૂક્ષ્મતમ કાયિક વ્યાપારો, સ્થૂલ અને સૂક્ષ્મ આજુબાજુની પરિસ્થિતિઓ, અને કુદરતી સંજોગો વિગેરેની સર્વદેશીય પરિભાષાઓ વણાયેલી છે, જેનું વર્ગીકરણ આ સંક્ષિપ્ત પ્રસ્તાવનામાં આપણે ન કરી શકીએ

તેમજ, યદ્યપિ અહીં સંસ્કૃત અને પ્રાકૃત ભાષાની ઐતિહાસિક મીમાંસા કરવાનું યે પાલવશે નહીં. તો પણ એટલું તો ચોક્કસ છે કે–એ બન્ને ભાષાઓ પોતપોતાના ભિન્ન ભિન્ન વિભાગોમાં પરસ્પરની ઘટક અને ઉપાદાન સ્વરૂપે ગુંથાયેલી છે, અને તેથીજ ભારતવર્ષમાં પ્રચલિત આધુનિક કોઇપણ આર્ય ભાષાનું બંધારણ સમજવાને એ સંસ્કૃત–પ્રાકૃત ભાષાઓનો તલસ્પર્શી અભ્યાસ આવશ્યક થઈ પડે છે. એ બન્ને ભાષાઓની તલસ્પર્શી તુલના પછીજ **હીંદી, બંગાળી, મરાઠી, ગૂજરાતી, પંજાબી,** વગેરે આધુનિક પ્રચલિત

ભાષાઓના વ્યાકરણને લગતા નિર્ણયાત્મક નિયમો અને વ્યુત્પત્તિ–વ્યુત્પાદનો સાંગોપાંગ તૈયાર કરી શકાય છે. તથા આર્ય સંસ્કૃતિનો આત્મા સમજાવનારૂં સાહિત્ય ઉકેલવાને પણ એ બન્ને ભાષાઓના અભ્યાસની પરમ આવશ્યકતા રહે છે. સંસ્કૃત ભાષામાં સાહિત્યની દરેકે દરેક શાખાઓનો જેમ વિવિધ પ્રકારનો ગ્રંથ સંગ્રહ મળી આવે છે, તેજ પ્રમાણે પ્રાકૃત ભાષાઓમાં પણ હોવાનો સંભવ છે, જેમાંનો કેટલોક ભાગ હાલ મોજુદ છે. તેના કરતાં અનેક ગણો સંગ્રહ પ્રાચીનકાળે વિદ્યમાન હોવાના પુરાવા મળે છે.

સંસ્કૃત અને પ્રાકૃતઃ એ બન્ને ય ભાષાનું સાહિત્ય જૈન બૌદ્ધ અને વૈદિકઃ ભારતના એ ત્રણેય પ્રધાન દર્શનોના અનુયાયિ વિદ્વાનોએ સબળ પ્રયત્નોથી ખીલવ્યું છે. કોઈએ જરા પણ ન્યૂનતા રાખી હોય, એવા પુરાવા જણાતા નથી.

તો પણ જૈન અને બૌદ્ધ ધર્મનું પ્રધાન ધાર્મિક સાહિત્ય ખાસ કરીને એક જાતની પ્રાકૃત ભાષાઓમાં લખાયેલું છે. અને વૈદિક ધર્મનું સાહિત્ય મોટા પ્રમાણમાં સંસ્કૃત ભાષામાં લખાયેલું છે. તેથી પ્રાચીનકાળમાં બન્ને ભાષાઓનો અભ્યાસ સતત ચાલુ હતો. દરેક સૈકાનો ઇતિહાસ તપાસીશું તો સંસ્કૃત ભાષાના અભ્યાસીઓ જેમ સંખ્યાબંધ મળી આવે છે, તેમ પ્રાકૃત ભાષાના પૂર્વકાલે સંખ્યાબંધ અને પાછળથી વિરલ વિરલ પણ અભ્યાસીઓ મળી આવે છે.

ભારતમાં બ્રિટીશ રાજ્ય પછી તે રાજ્યના પ્રધાન અંગ તરીકે અને આધુનિક સંસ્કૃતિના પ્રાણાધાર રૂપે આ-

ધુનિક શિક્ષણ-પ્રણાલીનો પ્રચાર કરનારી યુનિવર્સીટીઓ જુદા જુદા પ્રાંતોમાં સ્થપાયા પછી એ સંસ્કૃતિની ખીલવણીમાં ઉપયોગી થઈ શકે એ દૃષ્ટિથી પ્રથમ **સંસ્કૃત** અને **પાલી-ભાષાનો** અભ્યાસ આ દેશમાં ખૂબ પ્રચારવામાં આવ્યો છે. લગભગ એ દૃષ્ટિથી એ બન્ને **ધર્મોનું** સાહિત્ય પણ ઘણું ખેડાઈ ગયું છે. [ જો કે-**ભારતની** પ્રાચીન પ્રણાલીકાથી થતાં પઠન-પાઠનને એટલો બધો ધક્કો લાગ્યો છે, કે જેને પરિણામે **ભારતીય સંસ્કૃતિની** દૃષ્ટિથી નવા નવા તત્ત્વ સંશોધનનું કાર્ય લગભગ બંધ પડતું જાય છે. ]

તે **યુરોપીય** વિદ્વાનોનું લક્ષ્ય હવે **પ્રાકૃત ભાષાના** અને **જૈન ધર્મના** સાહિત્યના અભ્યાસ તરફ ગયું છે. તેના લાભાલાભની મીમાંસામાં અત્રે ઉતરીશું નહીં. તોપણ જીજ્ઞાસુઓએ **જીવનવિકાસ** અને **વિશ્વાવલોકન** નામના અમારા ગ્રંથના ભાગ. ૧ ખંડ ૧, અને પુસ્તક પ્રથમના પૃષ્ઠ વાંચી જવા.

આ **પ્રવેશિકા** લખવાનો અમારો મુખ્ય ઉદ્દેશ હાલ કેટલાક વર્ષોથી સંસ્કૃત ભાષાના પઠન-પાઠનને જાહેરમાં વેગ મળવાથી આપણા સંઘમાં પણ અનાયાસેજ વેગ આવ્યો હતો. છતાં આપણને ઉપયોગી પ્રધાન પ્રાકૃત ભાષાના અભ્યાસનો વેગ વધારે ધીમો પડી ગયો હતો. પરિણામે કેટલાક મુનિમહારાજાઓ અને સાધ્વીજી મહારાજાઓને ગ્રંથ વાચનમાં જ્યાં પ્રાકૃત ભાગ આવે ત્યાં મુશ્કેલી ઉભી થાય છે, તેમજ સંસ્કૃત અધ્યાપકો પણ તેવે સ્થળે સ્ખલિત થાય છે, એવો ખાસ અનુભવ છે.

તેથી, સામાન્ય રીતે **ગૂજરાતી** ભાષા જાણનારાઓ માટે સરળતાથી પ્રાકૃત ભાષામાં પ્રવેશ કરવા-નામ અને

ધાતુઓના રૂપાન્તરો વિગેરેના સ્પષ્ટીકરણ સાથેનું-કોઇ ખાસ પુસ્તક ન હોવાથી, તે ભાષાનો અભ્યાસ રસમય બનાવવા આ પ્રાથમિક પ્રયત્ન કરવામાં આવ્યો છે. તેથી આશા છે કે-આ પ્રયત્ન અભ્યાસીઓને આશીર્વાદરૂપ થઇ પડી આદર પાત્ર થશે.

યદ્યપિ-કલિકાળ **સર્વજ્ઞ આચાર્ય મહારાજ શ્રી હેમચંદ્રાચાર્ય પ્રણીત શ્રી સિદ્ધહેમચંદ્ર** વ્યાકરણનો **અષ્ટમ-અધ્યાય,** પ્રાકૃત વિગેરે પ્રાચીન ભાષાઓનું વિશાળ પ્રસ્થાન સાંગોપાંગ વ્યક્ત કરનાર એક અપૂર્વ ગ્રંથ તરીકે જગતમા સાબિત થઇ ચૂકેલ છે. અને **સિદ્ધહેમચંદ્ર** વ્યાકરણના સંસ્કૃત વિભાગના સાત અધ્યાયના અભ્યાસીઓને તેની પરિભાષા, શૈલી, અને રચના ખૂબ માફક આવે તેવી છે. પરંતુ સંસ્કૃત ભાષા અને સંસ્કૃત વ્યાકરણોની શૈલીના અનભિજ્ઞ તથા સામાન્ય શક્તિના વિદ્યાર્થીઓને તે ગ્રંથ દુર્ગમ થઇ પડે તેવો હોવાથી, પ્રાથમિક વિદ્યાર્થીઓ તેનો અભ્યાસ કરવાનું લગભગ માંડીજ વાળે છે. પ્રાકૃત ભાષા શીખવાના બીજા કેટલાક છુટા છવાયા સાધનો જો કે જોવામાં આવે છે, પરંતુ તેમાંનું કોઇપણ સાધન અભ્યાસ કરવાને તેટલું સરળ, સ્પષ્ટ, સંગીન અને પદ્ધતિસર હોવાનું જાણવામાં નથી.

વિદ્યાર્થી વગર હરકતે ક્રમે ક્રમે જાણ્યા ઉપરથી અ-જાણ્યા વિષયમાં પ્રવેશ કરી ઉત્સાહ અને આનંદપૂર્વક વગર કંટાળ્યે આગળ વધતો જાય તેવું પાઠ્ય પુસ્તક હોય, તો ચોક્કસ ઘણા અભ્યાસીઓ અભ્યાસ કરવા લલચાય એ સ્પષ્ટ વાત છે. એ ઉદ્દેશ લક્ષ્યમાં રાખી યથાશક્તિ આ પ્રયાસ

કર્યો છે. ઉદ્દેશની સિદ્ધિ કેટલા પ્રમાણમાં થઇ છે ? તે વિષે અભ્યાસીઓ અને અધ્યાપકોનો અનુભવ વધારે પ્રમાણભૂત ગણાશે.

## ગ્રન્થ રચના દિગ્દર્શન

આ પુસ્તકની સંકલના, વિષય, વિભાગો અને ક્રમ રચનામાં ઘણીજ કાળજી રાખવામાં આવી છે. સરળ સરળ વિષયો સરળ સરળ રીતે પ્રથમ પ્રથમ આપવામાં આવ્યા છે, કઠિન કઠિન વિષયો ક્રમસર પાછળ પાછળ મૂકવામાં આવ્યા છે. જેથી કરીને વિદ્યાર્થી વિના પ્રયાસે અને વિના હરકતે આગળ આગળ વધી શકશે. કોઇપણ વિષય શરૂ કરતાં પહેલાં પ્રથમ તે વિષયને લગતા ભાષાપરિચય માટે સરળ સરળ વાકયો આપી વિદ્યાર્થીઓના માનસ સાથે ભાષાનો સીધો સંબંધ જોડવામાં આવે છે, પછી તેનું સ્પષ્ટીકરણ કરનારા નિયમો અને તે ઉપરથી ઉપજતા રૂપો આપવામાં આવ્યા છે. અંતે પ્રાકૃત અને ગુજરાતી એ બન્ને પ્રકારના પરીક્ષા–વાકયો આપવામાં આવ્યા છે. એમ કરવાથી એકનો એક વિષય જુદી જુદી રીતે અભ્યાસી સન્મુખ મૂકાતો હોવાથી અનાયાસેજ તેનો દૃઢ પરિચય મળી જવાનો અને મગજમાં ઠસી જવાનો સંભવ છે. છતાં વિદ્યાર્થીની બુદ્ધિને કસોટીએ ચડાવવા ખાતરજ સાધનિકીઓ આપવામાં આવેલી નથી, તોપણ ગોઠવણ એવી રાખવામાં આવી છે કે–અભ્યાસી સરળતાથી તે સાધી શકશેજ.

**પ્રાકૃત–વ્યાકરણો** ઘણે ભાગે સંસ્કૃત ભાષાના પરિચયવાળાને ઉપયોગી થાય તેવી શૈલિથી રચાયેલા માલૂમ

પડે છે. ત્યારે અમે પ્રાથમિક પાઠોમાં ગૂજરાતી ભાષામાં વપરાતા પ્રાકૃત અને લગભગ ગૂજરાતીસમ પ્રાકૃત શબ્દોનો ખાસ કરીને સંચય કર્યો હોય છે, જેથી કરીને વિસ્તૃત શબ્દ-કોષ અજાણ્યો ન થઇ પડતાં કંટાળારૂપ ન થાય, તેમજ તે યાદ કરવામાં વિશેષ પરિશ્રમ પણ ન પડે. રોજની બોલાતી ભાષામાંના પ્રચલિત શબ્દો યાદ રાખવામાં પરિશ્રમ ન પડે એ સ્વાભાવિક છે. આગળ ઉપર **સંસ્કૃત–તદ્ભવ** શબ્દો સમજાવવા માટે પણ જેમ બને તેમ ગૂજરાતી ભાષામાં વપરાતા સરળ અને પ્રસિદ્ધ સસ્કૃત શબ્દો ઉપરથી પ્રાકૃત સ્વરૂપ બનાવવાનું શીખવી, ખાસ પ્રસિદ્ધ જેવા સંસ્કૃત શબ્દો આપીને જ અક્ષર પરિવર્તનના નિયમો આપી પ્રાકૃત ભાષામાં રૂપાન્તર સમજાવવા આગળ વધવામાં આવ્યું છે. આ જાતની ગોઠવણથી ગૂજરાતી ભાષા–ભાષીને પ્રાકૃત શીખવાની ઘણી મુશ્કેલી ઓછી થવાનો ખાસ સંભવ છે.

રૂપો અને પ્રયોગો જેમ બને તેમ સ્પષ્ટ કરવામાં આવ્યા છે. પ્રાકૃત ભાષાના રૂપો વિકલ્પબહુલ હોવાથી તેનો તાગ મેળવવાને વિદ્યાર્થી ગભરાય છે. તેથી તે વિસ્તારથી આપવામાં આવ્યા છે. જેમ બને તેમ તેમાં અસ્પષ્ટતા કે સંદિગ્ધતા ન રહેવા પામે અને ચોકસાઇ વધારે કેળવાય તે તરફ ખાસ લક્ષ્ય આપવામાં આવ્યું છે.

**ભાષા પરિચયના** વાકયો અને **પરીક્ષા–વાકયો** જેમ બને તેમ પ્રાચીન સાહિત્યમાંથી પસંદ કરવામાં આવ્યા છે, એ વિદ્વાનો સ્પષ્ટ જોઈ શકશે. છતાં પ્રાથમિક પાઠોમાં બન્ને પ્રકારના વાકયો સ્વયં બનાવીને મૂકવા પડયા છે, કારણકે પ્રાથમિક પાઠોની શરતો પૂરી પાડે તેવા સરળ

વાકયો પ્રાચીન સાહિત્યમાંથી મળવા લગભગ દુર્લભ હતા. તેમાં થોડા ઘણા ફેરફાર કર્યા વિના તેનો ઉપયોગ લગભગ અશકય જેવો હતો. આગળ ઉપર પ્રાચીન સાહિત્યની નાની નાની વાર્તાઓ અને રોચક પ્રસંગો સળંગ આપવામાં આવ્યા છે.

**સંસ્કૃત-શિક્ષિકાની** શૈલી અનુસાર બન્ને પ્રકારના વાકયો થોડાં આપવાથી પ્રાથમિક અભ્યાસીની બુદ્ધિ જેવી જોઇએ તેમ કસોટીએ ચડતી નથી, કારણકે પાઠમાં આપવામાં આવેલા પ્રયોગો અને વિષયોનું પુનરાવર્તન અલ્પ થતું હોવાથી વિષય કાચો અને અસ્પષ્ટ રહી જવા સભવ રહે છે. એ અનુભવ ઉપરથી **સંસ્કૃત માર્ગોપદેશિકાની** શૈલિ અનુસાર વાકયોની સંખ્યા વધારે પ્રમાણમાં આપવામાં આવી છે. વળી **દક્ષિણા મૂર્તિ** વાળા **પ્રથમ અને દ્વિતીય** સંસ્કૃત પુસ્તકની પેઠે માત્ર ભાષા પરિચય આપનારા વાકયો આપવા જતાં ભાષાનું બંધારણ સમજવાની ઇચ્છા વિદ્યાર્થીના દિલમાં જાગ્રત થાય છે, છતાં તે અપૂર્ણ જ રહી જાય છે. એટલે ભાષા પરિચયના વાકયો પછી તુરતજ તેનું પૃથક્કરણ કરનારા નિયમો, રૂપો, અને શબ્દકોષ તેની વિવેચનારૂપે આપવામાં આવ્યા છે. જેથી કરીને પરસ્પર બન્ને વિભાગોના-ભાષા અને બંધારણ-ના જ્ઞાનમાં બુદ્ધિ, ચોક્કસાઇ, સ્પષ્ટતા અને વિશદતા અનાયાસેજ કેળવાશે

પ્રાચીન કાળમા પ્રાથમિક અભ્યાસીઓ શબ્દ રૂપાવળી તથા **ધાતુ રૂપાવળી** અને કોઇક નાનો શબ્દ કોષ મોઢે કરી લઈ સાહિત્યમાં પ્રવેશ કરતા હતા. વળી પ્રાકૃત ભાષાના વિકલ્પ-બહુલ રૂપો વિષે સંશય ન રહે માટે જેટલા થઇ

શકતા હોય, તે સઘળા દાખલારૂપ એક એક શબ્દના રૂપોની, સ્પષ્ટીકરણ માટે અને મુખ-પાઠ કરવા માટે વિસ્તારથી **રૂપાવળી** આપવામાં આવી છે. તેને લીધે પુસ્તકનું કદ વધી જવાની અગવડ ક્ષમ્ય ગણી લેવી પડી છે.

પ્રાથમિક અભ્યાસીઓને **વ્યાકરણશાસ્ત્રની** સામાન્ય પરિભાષાઓ અને નિયમોનો જોઇએ તેવો પરિચય અસંભવિત માની લઇ પ્રસંગે પ્રસંગે તે વિષે પણ કૌંસમાં સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. તથા કવચિત્ તે તે વિષય શીખવવાની પદ્ધતિસૂચક સંક્ષિપ્ત સૂચનાઓ પણ કરવામાં આવી છે.

**સમાસ** અને **કૃદન્ત** જેવા બહુ જ ઉપયોગમાં આવતા વિષયો ઘણાજ વ્હેલા આપવામાં આવ્યા છે, પરંતુ તે એવી રીતે સરળતાથી આપ્યા છે, કે વિદ્યાર્થીને કઠણ પડવા સંભવ નથી. સરળતા ખાતર કેટલાક પ્રથમ આવી ગયેલા વિષયોનો સંબંધ સમજાવીને આગળ ઉપર તેમાં વિસ્તાર કરવામાં આવ્યો હોય છે. આવી પુનરુક્તિઓ સરળતા ખાતર જ કરવામાં આવી હોય છે.

પ્રાકૃત ભાષામાં અક્ષર પરિવર્તનનો વિષય કઠણ, વિસ્તૃત અને ગુંચવણ ભરેલો છે. પ્રાચીન વ્યાકરણોમાં તેના ઘણા બારીક બારીક નિયમો છે. જો કે તે સઘળા અહીં આપી ન શકાય તો પણ ઉપયોગી તો આપવાજ જોઇએ; તે આપવા જતાં પણ બહુ જ વિસ્તાર થઇ જવાનો સંભવ હતો. એટલે તેની સામાન્ય ભૂમિકાઓ અને સમગ્ર એકીકરણ મગજમાં ઠસાવીને પછી તેનું ઉચિત પૃથક્કરણ કરવામાં આવ્યું છે. દાખલા તરીકે-અક્ષર પરિવર્તનના કુલ પ્રકારો એક પાઠમાં બતાવ્યા છે, અને પછી દરેક પ્રકારનું વિવેચન જુદા

જુદા પાઠોમાં ટુંકામાં છતાં સ્પષ્ટ રીતે આપવામાં આવેલ છે. જેમ બને તેમ નિયમો થોડા અને વિષયનો સંગ્રહ વધારે થાય તેવી કાળજી રાખવામાં આવી છે. તે, સંસ્કૃત સ્વરોના પ્રાકૃત સ્વર પરિવર્તન વિષેના નિયમો જોવાથી સ્પષ્ટ સમજાશે. તેજ પ્રમાણે અક્ષર પરિવર્તનના દરેક પ્રકારો વિષે છે. આગળ ઉપર તેના પણ ઉપયોગી અપવાદો કોષ્ટકના રૂપમાં આપવામાં આવેલ છે. તેથી અભ્યાસીઓ અક્ષર પરિવર્તન જેવા વિષયનું એકીકરણ તથા પૃથક્કરણ ઉચિત પ્રમાણમાં જોઇ શકશે.

**સંખ્યા વાચક** શબ્દો વિસ્તારથી આપવામાં આવ્યા છે. **સર્વ નામના** રૂપાન્તરોની ભિન્નતા માટે એક જાતનો ક્રમ ઠરાવી એકીકરણ અને સમાન ધોરણ એવી રીતે ગોઠવવામાં આવેલ છે, કે જેથી કરીને તેની સાધનિકા અને રૂપોની વિવિધતામાં વગર હરકતે વિદ્યાર્થી પદ્ધતિસર પ્રવેશ કરી શકે–એટલે કે જેમ બને તેમ તેની કઠિનતાને હળવી કરવામાં આવી છે. ધાતુઓ અને પ્રયોગો વિષે પણ એવી જ રીતે સંક્ષેપમાં છતાં સર્વતોમુખ પરિચય આપવા પ્રયત્ન કર્યો છે.

ઉપયોગી **અવ્યયો** અને **તદ્ધિત પ્રત્યયો** પણ છોડવામાં આવ્યા નથી. છેવટે **આર્ષ પ્રયોગો**, બહુલંનાપ્રયોગો, **દેશ્ય પ્રયોગો** તથા બીજી **પ્રાકૃત** ભાષાને લગતી વિવિધતાઓ, જાતિનું ધોરણ વિગેરે પરચુરણ વિષયો ટુંકમાં આપવામાં આવ્યા છે. **પ્રાકૃત છંદોનો** પરચય અને નિયમો આપવાનું પણ જતું કરવામાં આવ્યું નથી. **છંદઃશાસ્ત્ર પ્રસિદ્ધ** આઠ ગણો સહેલાઇથી યાદ રહી શકે માટે **લક્ષ્ય–લક્ષણ સૂચક** ટુંકું ચક્ર શોધી કાઢવામાં આવ્યું છે*

* રા. બળવંતરાય ઠાકોરનું પદ ૧૯૮૯ના ચૈત્રના "કુમાર" માં–યમાતારાજભાનસલગા–આ પ્રમાણે હમણાં પ્રસિદ્ધ થયું છે

પરિશિષ્ટમાં પ્રાકૃત ભાષાના ગદ્ય–પદ્ય મય જુદી જુદી જાતના નમુનાઓ આપવામાં આવ્યા છે. તેમાંના કઠિન શબ્દો અને પ્રયોગોનું એક સંક્ષિપ્ત ટીપ્પણ પણ સાથે જોડવામાં આવ્યું છે. છેવટે ગૂજરાતી ભાષામાં પરિચિત હોય તેવા દેશ્ય શબ્દોનો થોડો કોષ અને સંસ્કૃત ધાતુઓના પ્રાકૃત આદેશાન્તરો આપવામાં આવ્યા છે.

આ ઉપરથી વિદ્વદ્ગણ જોઇ શકશે કે પ્રાકૃત ભાષાના વ્યાકરણમાં આપવામાં આવેલા દરેકે દરેક સ્થુલ કે સૂક્ષ્મ વિષયોનો ઉપયોગી સંગ્રહ કરવામાં આવ્યો છે. અને સરળતા સાથે આ પ્રવેશિકાને ઉપયોગી બનાવવા પ્રયત્ન કર્યો છે.

યદ્યપિ આ પુસ્તકમાં લગભગ ૪૦૦૦ હજાર જેટલા શબ્દોનો સંગ્રહ આપવામાં આવ્યો છે. છતાં તેની સંપૂર્ણ શબ્દ-સૂચિ પાછળ આપી શકયા નથી. કારણ કે–પુસ્તકનું આથી વિશેષ કદ વધવા દેવું વધારે અનુચિત હતું.

કોઇ કોઇ સ્થળે વિષય સંકલના અને ક્રમ ખામી ભરેલા જણાશે. તેનું કારણ એ છે કે–પાછળના અર્ધા ગ્રંથનો પ્રાથમિક ખરડો મુસાફરીમાં ગુમ થવાથી ફરીથી બીજી સંકલના કરવા જતાં કયાંક કયાંક સ્ખલનાઓ રહી જવા પામી છે. તેમજ દૃષ્ટિ દોષથી તથા કંપોઝીટરોની શરત ચૂકથી કેટલીક અશુદ્ધિઓ રહી જવા પામી છે. તેમાંના ખાસ મહત્ત્વના ભાગનું શુદ્ધિ પત્રક આપવામાં આવ્યું છે.

તો પણ રહી ગયેલી ખામીઓ હવે તો બીજી આવૃત્તિમાંજ સુધારી શકાશે. કારણ કે આવા ગ્રંથો પાછળની આવૃત્તિમાં જ બરાબર સુધારી શકાય છે, અને સુધારી શકાયા છે. તેમજ અધ્યાપકો અને અભ્યાસીઓ તરફના અનુભવોની

જુદી જુદી સૂચનાઓની પણ આવશ્યકતા રહે છે તે મળ્યા પછી ઘણા સુધારા વધારા કરવા પડે છે. એટલે હાલ પ્રથમ દર્શને તો આ ગ્રંથને એક કાચો ખરડો ગણવામાં આવશે, તો પણ ચાલશે. પરંતુ બીજી ત્રીજી આવૃત્તિમાં ચોક્કસ સ્વરૂપ ઘડાઇ જવા સંભવ છે.

ખાસ મુશ્કેલી તો એ હતી કે સ્થાનાન્તર સ્થિતિ જેવી પરિસ્થિતિમાં પ્રાકૃત સાહિત્યના ગ્રંથોની દુર્લભતાથી બેચાર ગ્રંથો ઉપરથી જ આખી ઇમારત ઉભી કરવામાં આવી છે. તેથી પણ ઘણી ત્રુટિઓ જોવામાં આવશે. પરંતુ તે અનિવાર્ય સમજી વિદ્વાનો હાલ તુરતમાં દરગુજર કરશે, એવી આશા છે.

અંતમાં-પ્રાકૃત ભાષાના રસિકો, અભ્યાસીઓ, અને અધ્યાપકો, અમારા આ યત્કિંચત્ પ્રયત્નનો સાદર ઉપયોગ કરી યથાયોગ્ય સૂચનાઓ આપી ભવિષ્યમાં સાંગોપાંગ બનાવવા સહાયક થશે, એવી આશા સાથે વિરમીએ છીએ.

મ્હેસાણા
જૈન પાઠશાળા
સંવત્ ૧૯૮૯ ના ચૈત્ર વદી ૧૩

પ્રભુદાસ બેચરદાસ પારેખ



# ખાસ ઉપયોગી શુદ્ધિપત્રક.

[ આ શુદ્ધિપત્રક પ્રમાણે પ્રથમ દરેક પૃષ્ઠ ઉપર સુધારો કરી લો. ૧૨૪ મા પૃષ્ઠ પરનું પત્રક રદ સમજો. ]

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૩ | वयामि | वेमि |
| ૭ | ૧૩ | जाणिम | जाणम |
| ,, | ૧૬ | ० | अम्हे नमेम |
| ,, | ૧૭ | ० | अम्ह हसेमो |
| ૮ | ૧૬ | ० | तु पिवेसे |
| ૯ | ૧૪ | भणह | भणेह |
| ૧૦ | ૧૨ | वोलए | वोलेए |
| ૧૩ | ૧ | दशमो | दसमो |
| ૧૩ | ૧૧ | ० | पडेसे |
| ,, | ૧૬ | ० | पढेग |
| ૧૪ | ૧ | ०गारह | ०गारहो |
| ,, | ૨૩ | से અને ए સિવાય | ० |
| ૧૫ | ૮ | સ્વરની | સ્વરાન્ત ધાતુ |
| ,, | ૨૧ | हससे; ० | हससे; हसेसे |
| ૧૬ | ૩ | हसए | हसए हसेए |
| ,, | ૧૦ | वोहेज्ज | वोहेज्ज |
| ૧૮ | ૧ | वारह | वारहो |
| ,, | ૪ | दामो | निद्दामो |
| ,, | ૫ | दाअह | निद्दाअह |
| ,, | ૬ | दाह | निद्दाह |
| ,, | ૯ | जाअए | जाएए |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | ૧ | तेरह | तेरहो |
| ,, | ૧૪ | इं | अत्थि |
| ૨૦ | ૧ | ०इह | इहो |
| ,, | ૩ | लुच्छ् | लुञ्छ् |
| ,, | ૪ | ખાતું. પછી– | [બહુ વચનમાં खाद्] |
| ,, | ૧૨ | સ્વરાન્ત | અકારાન્ત શિવાયના સ્વરાન્ત |
| ૨૧ | ૧૬ | વર્તમાન કાળ | સર્વ કાળના સર્વ |
| ,, | ૧૯ | રૂપો | રૂપો વિકલ્પે |
| ૨૬ | ૧૦ | * | गाएसे |
| ,, | ૧૧ | * | गाज्जेसे |
| ,, | ૧૨ | *गाएज्जसे, | गाएज्जसे, गाएज्जेसे |
| ૨૮ | ૯ | * | गाएए |
| ,, | ૧૦ | * | गाज्जेए |
| ,, | ૧૧ | ० | गाएज्जेए |
| ૩૦ | ૩ | म्हि | म्हि, अत्थि |
| ,, | ૩ | म्हो | म्हो, अत्थि |
| ,, | ૪ | सि | सि, अत्थि |
| ,, | ૯ | सेणे० | सुणेइत्था |
| ,, | ૨૧ | મરે છે | ચરે છે |
| ૩૧ | ૧ | ०रह | रहो |
| ,, | ૫ | करीअ | काहीअ |
| ,, | ૧૩ | निद्दासी | निद्दाअसी |
| ૩૨ | ૧ | सोलह | सोलहो |
| ,, | ૫ | इअ | ईअ |
| ,, | ૧૪ | घुम् | घुम्म् |
| ૩૩ | ૨ | ૧ ભૂત૦ વિગેરે | આખો નિયમ કાઢી નાંખો. |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૧૫ | ० | ठासी ठाअही ठाअहीअ [ આ રૂપો એકવચન તથા બહુ વચનમાં દરેક પુરુષો-માં વિકલ્પે કરવા. ] |
| ૩૪ | ૧૩ | नखि ज्ज | न खिज्जेइरे |
| ૩૫ | ૧૩ | રહ્યા, | રહ્યા, ત્યાં તેઓ ઉડયા |
| ,, | ૧૫ | મુઆ | પડયા. |
| ૩૬ | ૩ | रह | रहो |
| ૩૭ | ૧ | रह | रहो |
| ,, | ૬ | खाएज्ज० | खादेइरे |
| ૩૯ | ૧૨ | अस्थि | अत्थि |
| ૪૧ | ૧૧ | सुहु | सुहु |
| ,, | ૧૫ | वुह | वुहे |
| ૪૩ | ૧૧ | हिं हिं | हिं, हिँ |
| ૪૪ | ૧૫ | કોઇ બીજાને | કોઇ બીજા-કે તે |
| ૪૬ | ૧૯ | ૨. બહુ | ૨ 'इ' શિવયના બહુ |
| ૫૧ | ૧૩ | દોડવું . | દોડવું.[બહુ વચનમાં धाव् ] |
| ૬૧ | ૧૯ | વિકલ્પે अ | વિકલ્પે દીર્ઘ થાય છે અને अ |
| ૬૨ | ૧૦ | आहार [त] | आहार [સ] |
| ૬૩ | ૧૪ | कारण [त] | कारणं [સ] |
| ૬૪ | ૨૬ | छीड् | छोड् |
| ,, | ૨૯ | ० | सुंघ् [दि] સુંઘવું |
| ૬૯ | ૯-૧૦ | षगं! षक्कं! | षग! षक! |
| ૭૩ | ૧૨ | सुणिस्सं | सोच्छं |
| ૭૪ | ૯ | ,, | ,, |
| ૭૯ | ૨૧ | जिहा | जीहा |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૩ | ૯–૧૦ | हसिज्ज, हसिज्जा | [આ બે રૂપો ભવિષ્યકાળના દરેક રૂપોમાંથીકાઢીનાંખવા] |
| ૮૪ | ૬ | गाइज्जस्सं | [ज्ज, ज्जा પ્રત્યયપર છતાં इज्ज, इज्जावाળા દરેક રૂપો કાઢી નાંખવા ] |
| ૯૨ | ૯–૧૦ | વચ્ચે ૦ | [ભવિષ્ય૦ अस् ના अत्थि લખવા. ] |
| ૧૦૦ | ૧૯ | गाइहिस्सामो | गाइहिस्सा |
| ૧૦૬ | ૯ | सुछच्ली | सुलच्छी |
| ૧૧૦ | ૧૫ | धणि | પછી निवद्द વાંચો |
| ,, | ૨૬ | विहि | विहि પછી वेरि વાંચો |
| ૧૧૨ | ૯ | पिअर ના–૫૦ | पिअर ન૦ |
| ,, | ૧૬ | जुवाण | जुवाण પછી झाड વાંચો |
| ,, | ૨૪ | सगर | सगर પછી सत्य વાંચો |
| ૧૧૬ | ૮ | हसेमाण | हसिमाण |
| ૧૧૭ | ૧૭ | मणिहिं | मणीहि, मणीहिं,मणीहिँ |
| ૧૨૭ | ૮–૯ | ૯ દ્વિગુ ..यं | ×એ બન્ને લીંટી કાઢી નાંખો |
| ૧૩૬ | ૫–૬–૭ | ૮ દ્વિગુ...થાય છે | ×એ ત્રણેય લીંટી કાઢી નાંખો |
| ૧૪૬ | ૨૦ | नरिन्द्स्स | नरिन्दस्स |
| ૧૪૯ | ૧૫ | ફેરફારથી | ફેરફાર કરવાથી |
| ૧૫૨ | ૧ | च् | व् |
| ૧૫૬ | ૮ | × × | वि० ज्जइ,ज्जइ, ज्जइ,ज्जेइ |
| ,, | ૧૩ | × × | ,, ,, ,, ,, ,, |
| ,, | ૧૬ | × × | ,, ,, |
| ૧૫૯ | ૩ | घिट्ट | घट्ट |
| ૧૬૩ | ૪ | વિશેષણ | સંખ્યાપૂરક વિશેષણો |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬૯ | ૧૩ | रिद्धीआ | रिद्धीआ |
| ૧૯૦ | ૨ | हुई | एई |
| ,, | ૪ | मआ | एसा |
| ૨૦૪ | ૩ | पक्कलो | पक्कलो |
| ૨૦૬ | ૧૦ | विकाणइ | विक्किणइ |
| ૨૩૭ | ૧ | × | ન્ નો અનુસ્વાર. |
| ૨૪૦ | ૧૦ | विणत्ति | विण्णत्ति |
| ૨૯૯ | ૨૩ | तुज्झसु, तुज्झसुं | तुज्झेसु, तुज्झेसुं |
| ,, | ૨૪ | तुम्हसु, तुम्हसु | तुम्हेसु, तुम्हेसु |
| ૩૧૯ | ૧૨ | હલાવવું घू | હલાવવું घ्र |
| ૪૩૫ | ૧૫ | चं | चंप् |
| ૩૫૨ | ૧૮ | कोट्टायरि | कोट्टोवरि |
| ,, | ૧૯ | मुच | मुंच |
| ૩૫૪ | ૧૬ | चइऊण | रज्जं चइऊण |
| ૩૬૦ | ૧૧ | वहिरस | वहिम्मं |
| ૩૬૧ | ૫ | जय-गुरू | जय-गुरु |
| ,, | ૮ | प्पसंतीणं | प्पमंतिणं |
| ,, | ૯ | संतिणं | संतिणं |
| ૩૬૨ | ૧૯ | वितिभिर सूर | वितिमिर-सूर |
| ,, | ૧૯ | नमसिअं | नमसिअं |
| ૩૬૪ | ૩ | ससंभमोरण | ससंभमोअरण |
| ,, | ,, | कुण्डले गय | कुण्डलंगय |
| ,, | ૧૭ | वह | वहु |
| ૩૬૫ | ૩ | घमा । | कमा |
| ૩૬૫ | ૧૩ | पिंडिअयाहिँ | पिंडिअयाहिं |
| ,, | ૧૪ | च्छरस्सा | च्छरसा |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | १५ | पंडिअयाहिँ | पंडिअयाहि |
| ,, | १७ | घटिआहि | घंटिआहिँ |
| ,, | १८ | नट्टिआहि | नट्टिआहिँ |
| ,, | ,, | प्पगारएहि | प्पगारएहिँ |
| ,, | ,, | नच्चि ऊण | नच्चिऊण |
| ,, | ,, | हारएहि | हारएहिँ |
| ३६६ | ३ | -मुत्तमं | -मुत्तम |
| ,, | ६ | जुव | जुअ |
| ३७६ | ७ | पुसिस | पुरिस |
| ३७८ | १३ | दढापइण्णा | दढा पइण्णा |
| ३८१ | ६ | खेडं | खेड्डं |
| ,, | ,, | ,, | ,, |
| ,, | ,, | ,, | ,, |
| ,, | १० | साहमेण | साइमेण |
| ३८२ | १० | विदारए | वि दारए |
| ३८४ | १ | माणदग | माण-दग |
| ३८४ | १३ | विपणं | विएणं, उज्जम |

## પ્રસ્તાવના

| | | |
|---|---|---|
| ५ १४ | ५४ | ५३ १४६. |

આ પ્રવેશિકા લખવાની પ્રાથમિક પ્રેરણા મળવા માટે પન્યાસજી મહારાજ શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રી વિજ્ઞાન વિજયજી મહારાજશ્રીના શિષ્ય, પ્રાકૃત ભાષાના અભ્યાસી મુનિ મહારાજ શ્રી કસ્તુરવિજયજી મહારાજશ્રીનો ઋણી છું.

પ્ર. બે. પારેખ

॥ नमो अरिहंताणं ॥

# सिरि पाइय-प्पवेसिया

पढमा.

हं नमामि सिरिवीरं,
तुम्हे वि सया तं नमह.
हं सिक्खावयामि तुम्हे
पाइयं भासं, तुम्हे इह सिक्खेज्जा.

# पढमं पगरणम्.

## अक्खर-वियारो.

——:o:——

### प ढ मो पा ढो.

स्वरो.

अ आ, इ ई, उ ऊ, ए [ऐ], ओ [औ].

व्यंजनो—

| | | | | | |
|---|---|---|---|---|---|
| क वर्ग— | क् | ख् | ग् | घ् | [ङ्] |
| च वर्ग— | च् | छ् | ज् | झ् | [ञ्] |
| ट वर्ग— | ट् | ठ् | ड् | ढ् | ण् |
| त वर्ग— | त् | थ् | द् | ध् | न् |
| प वर्ग— | प् | फ् | ब् | भ् | म् |
| | | य् | र् | ल् | व् |
| | | | | स् | ह् |
| | | | ं | | |

१ प्राकृत भाषामां उपर प्रमाणे ज स्वरो अने व्यंजनो वपराय छे.

२ [ ] कौंसमां बतावेला अक्षरो कोइक वखतेज वपराय छे.

३ ऋ, ॠ, ऌ, ॡ, श, ष, ळ्, क्ष, ज्ञ, एटला अक्षरो प्राकृतभाषामां वपरातां ज नथी.

———

# वीओ पाढो.

## જોડેલા અક્ષરો—

क्+क्=क्क. सक्करा, સાકર.
क्+ख्=क्ख. दुक्खं, દુઃખ.
ग्+ग्=ग्ग. मग्गो, માર્ગ.
ग्+घ्=ग्घ. विग्घं, વિઘ્ન
ङ्+क=ङ्क, ङ्क. पङ्क, પાંક.
ङ्+ख्=ङ्ख, ङ्ख. सङ्खो, શંખ.
ङ्+ग्=ङ्ग, ङ्ग. सङ्गो, સંગ.
ङ्+घ्=ङ्घ, ङ्घ. सङ्घो, સંઘ.
च्+च्=च्च. सच्चं, સાચું.
च्+छ्=च्छ. पच्छा, પછી.
ज्+ज्=ज्ज. अज्ज, આજ.
ज्+झ्=ज्झ. मज्झे, મધ્યે.
ञ्+च्=ञ्च. चञ्चु, ચાંચ.
ञ्=छ्=ञ्छ. वाञ्छा, વાંછા.
ञ्+ज्=ञ्ज. अञ्जली, આંજળી.
ञ्+झ्=ञ्झ. सञ्झा, સંધ્યા.
ट्+ट्=ट्ट. उट्टो, ઉંટ.
ट्+ठ्=ट्ठ हेट्ठ, હેઠું.
ड्+ड्=ड्ड. लड्डुओ, લાડવો.
ड्+ढ्=ड्ढ. वुड्ढो, બુઢ્ઢો.
ण्+ट्=ण्ट. कण्टओ, કાંટો
ण्+ठ्=ण्ठ. कण्ठो, કાંઠો.
ण्+ड्=ण्ड. पेण्डो, પેંડો.
ण्+ढ्=ण्ढ सण्ढो, સાંઢ.
ण्+ण्=ण्ण चुण्णो, ચુનો.
ण्+ह्=ण्ह. विण्हु, વિષ્ણુ.

त्+त्=त्त. पत्तो, પહોંત્યો.
त्+थ्=त्थ. पत्थरो. પથરો.
द्+द्=द्द. सद्दो, શબ્દ.
द्+ध्=द्ध. दुद्धं, દૂધ.
न्+त्=न्त अन्तरं, આંતરૂં.
न्+थ्=न्थ. पन्थो, પંથ.
न्+द्=न्द. चन्दो, ચાંદો.
न्+द्+र्=न्द्र. चन्द्रो, ચંદ્ર.
न्+ध्=न्ध. खन्धो, ખાંધ.
न्+न्=न्न. कन्ना, કન્યા.
न्+ह्=न्ह. उन्हं, ઉનું.
प्+प्=प्प. सप्पो, સર્પ.
प्+फ्=प्फ. पुप्फं, પુષ્પ.
ब्+ब्=ब्ब. बब्बुलो, બાવળ,
ब्+भ्=ब्भ. उब्भं, ઉભું.
म्+प्=म्प. कम्पो, કંપ.
म्+फ्=म्फ. वम्फइ, વળેછે.
म्+ब्=म्ब. निम्बो, લીંબડો.
म्+भ्=म्भ. बम्भणो, બ્રાહ્મણ.
म्+म्=म्म. धम्मो, ધર્મ.
म्+ह्=म्ह. अम्हे, અમે. —
य्+ह्=य्ह. तुय्हे, તમે.
ल्+ल्=ल्ल. मल्लो, મલ્લ.
ल्+ह्=ल्ह. कल्हार, કલાર.
व्+व्=व्व. सव्वं, સર્વ.
स्+स्=स्स. रस्सी, રાશ.

૧ પ્રાકૃત ભાષામાં ખાસકરીને ઉપર ગણાવેલાજ જોડેલા અક્ષરો વપરાય છે. જેની સંખ્યા [ ૫૨. ] બાવન છે.

૨ સમજુતિ :—

અ. વર્ગનો પહેલો અક્ષર પહેલા અને બીજા અક્ષર સાથે જોડાય છે.

આ. વર્ગનો ત્રીજો અક્ષર ત્રીજા અને ચોથા અક્ષર સાથે જોડાય છે.

इ. અનુનાસિક અક્ષર પોતાના વર્ગના અક્ષર સાથે જોડાય છે.

ई. ण् સાથે ण्, न् સાથે न्, અને म् સાથે म् જોડાય છે.

उ. ण्, न्, म्, य्, અને ल् સાથે ह् જોડાય છે.

ऋ. ल् સાથે ल्, व् સાથે व् અને स् સાથે स् જોડાય છે.

ऋ. चन्द्र શબ્દમાં न्+द्+र ત્રણેય અક્ષરો સાથે જોડાય છે.

Page 4, 87, -51 to 52, 112 - 158-60

---

# विइज्जं पगरणं

## किरिया-पयाइं

### त इ ओ पा ढो.

हं. बोल्लामि.
हं. हसेमि.
हं. कहेमि.
हं. रुवेमि.
हं. जेममि.
हं. भमेमि.
हं. पढामि.
हं. नमामि.
हं. पिवामि.
हं. भणामि.
हं. भणमि.
हं. भणेमि.
हं. कहेज्ज.
हं. भणेज्जा.

## चउत्थो पाढो.

| | |
|---|---|
| अम्हे | बोल्लामो. |
| अम्हे | भमामो. |
| अम्हे | भणामो. |
| अम्हे | रुवामो. |
| अम्हे | करामो. |
| अम्हे | बीहामो. |
| अम्हे | जाणामो. |
| अम्हे | पडिम. |
| अम्हे | जेमिमु. |
| अम्हे | कहिमु. |
| अम्हे | जाणिम. |
| अम्हे | पडेज्ज. |
| अम्हे | करेज्जा. |



## पंचमो पाढो.

तुं भणसि.
तुं वन्दसि.
तुं वोल्लसि.
तुं चल्लसि.
तुं पिवसि.
तुं जाणसि.
तुं हससि.
तुं कहसि.
तुं पिवसे.
तुं वोल्लसे.
तुं पडसे.
तुं भणेसि.
तुं पिवेज्ज.
तुं जाणेज्जा.

## छट्ठो पाढो.

| | |
|---|---|
| तुम्हे | कहह. |
| तुम्हे | पिवह. |
| तुम्हे | चल्लह. |
| तुम्हे | हसह. |
| तुम्हे | जाणह. |
| तुम्हे | पडह. |
| तुम्हे | वीहित्था. |
| तुम्हे | करित्था. |
| तुम्हे | भणित्था. |
| तुम्हे | कहेइत्था. |
| तुम्हे | होइत्था. |
| तुम्हे | होह. |
| तुम्हे | भणह. |
| तुम्हे | कहेज्ज. |
| तुम्हे | वन्देज्जा. |

---

## सत्तमो पाढो.

| | |
|---|---|
| स | हसइ. |
| स | वसइ. |
| स | पडइ. |
| स | करइ. |
| स | पडए. |
| स | भणेइ. |
| स | देक्खइ. |
| स | बीहइ. |
| स | जेमइ. |
| स | भणए. |
| स | बोल्लेए. |
| स | हसेइ. |
| स | भणाइ. |
| स | देक्खेज्ज. |
| स | जेमेज्जा. |



## अट्ठमो पाढो.

| | |
|---|---|
| ते | फासन्ति. |
| ते | करन्ति. |
| ते | जाणन्ति. |
| ते | चरन्ति. |
| ते | देक्खन्ति. |
| ते | पडन्ति. |
| ते | पिवन्ते. |
| ते | वसन्ते. |
| ते | चल्लिरे. |
| ते | रुविरे. |
| ते | कहिरे. |
| ते | फासेन्ति. |
| ते | फासेन्ते. |
| ते | हसेइरे. |
| ते | होन्ति. |
| ते | होइरे. |
| ते | वसेज्ज. |
| ते | चलेज्जा. |

## नवमो पाढो.

| | |
|---|---|
| हं | बोल्लामि, |
| अहं | बोल्लामि. |
| अम्हे | बोल्लामो, |
| अम्ह | बोल्लामो. |
| तुं | बोल्लसि, |
| तं | बोल्लसि. |
| तुम्हे | बोल्लह, |
| तुब्भे | बोल्लह. |
| स | बोल्लइ, |
| सो | बोल्लइ. |
| ते | बोलन्ति. |



# दशमो पाढो.

हं पडमि, हं पडामि, हं पडेमि;
हं पडेज्ज; हं पडेज्जा.

अम्हे पडम, अम्हे पडाम,
अम्हे पडिम, अम्हे पडेम;
अम्हे पडमु, अम्हे पडामु,
अम्हे पडिमु, अम्हे पडेमु;
अम्हे पडमो, अम्हे पडामो,
अम्हे पडिमो; अम्हे पडेमो;
अम्हे पडेज्ज; अम्हे पडेज्जा.

तुं पडसि, तुं पडेसि; तुं पडसे;
तुं पडेज्ज; तुं पडेज्जा.
तुम्हे पडह, तुम्हे पडेह;
तुम्हे पडित्था, तुम्हे पडेइत्था;
तुम्हे पडेज्ज; तुम्हे पडेज्जा.

सो पडइ, सो पडेइ; सो पडए;
सो पडेज्ज; सो पडेज्जा.
ते पडन्ति, ते पडेन्ति;
ते पडन्ते, ते पडेन्ते;
ते पडिरे, ते पडेइरे;
ते पडेज्ज; ते पडेज्जा.

———

# इ गा र हो पा ढो.

## વર્તમાન કાળ.

### પ્રત્યયો.

| એક વચન. | બહુ વચન. |
|---|---|
| ૧ લો પુ૦ मि, ज्ज, ज्जा. | म, मु, मो, ज्ज, ज्जा. |
| ૨ જો પુ૦ सि,से, ज्ज, ज्जा. | ह, इत्था, ज्ज, ज्जा. |
| ૩ જો પુ૦ इ, ए, ज्ज, ज्जा. | न्ति, न्ते, इरे, ज्ज, ज्जा. |

### સર્વનામ.

| | | |
|---|---|---|
| ૧ લો પુ૦ हं, अहं = હું. | अम्ह, अम्हे, अम्हो=અમે. | |
| ૨ જો પુ૦ तुं, तं = તું. | तुम्हे, तुब्भे. | =તમે. |
| ૩ જો પુ૦ स, सो = તે. | ते. | =તેઓ. |

### ધાતુઓ.

| | | |
|---|---|---|
| कर् = કરવું. | नम् = નમવું. | भम् = ભમવું. |
| कह् = કહેવું. | पड् = પડવું. | रुय् = રોવું. |
| चर् = ચરવું. | पीव् = પીવું. | वन्द् = વંદવું. |
| चल् = ચલવું. | फास् = સ્પર્શ કરવો. | वस् = વસવું. |
| जाण् = જાણવું. | बीह् = બીવું. | हस् = હસવું. |
| जेम् = જમવું. | बोल् = બોલવું. | हो = હોવું. |
| देक्ख् = દેખવું. | भण् = ભણવું. | |

સામાન્ય નિયમો:—

१ વ્યઞ્જનાન્ત ધાતુઓને अ લગાડ્યા પછી પ્રત્યયો લગાડવા.

२ से અને ए (सि) શિવાય દરેક પ્રત્યયો પર છતાં વિકલ્પે, અને ज्ज, ज्जा. પ્રત્યયો પર છતાં નિત્ય, ધાતુના છેલ્લા अ નો ए થાય છે.

૩ બહુવચનના સ્વરાદિ પ્રત્યયો પર છતાં ઘણે ભાગે अ નો લોપ થાય છે.

વર્તમાન કાળને લાગતા નિયમો.

१ ज्ज, ज्जा. શિવાયના પહેલા પુરૂષના દરેક પ્રત્યયો પર છતાં अ નો आ વિકલ્પે થાય છે. અને પહેલા પુરૂષના બહુવચનના પ્રત્યયો પર છતાં अ નો इ વિકલ્પે થાય છે.

૨ से અને ए પ્રત્યય अ શિવાય કોઈ પણ સ્વરની પછી આવતા નથી.

## વર્તમાનકાળના રૂપો.

### વ્યંજનાન્ત ધાતુ.

### हस्.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લો પુ० | हसमि, | हसम, हसाम, हसिम, हसेम; |
| | हसामि, | हसमु, हसामु, हसिमु, हसेमु; |
| | हसेमि; | हसमो, हसामो, हसिमो, हसेमो; |
| | हसेज्ज; | हसेज्ज; |
| | हसेज्जा. | हसेज्जा. |
| ૨ જો પુ० | हससि, | हसित्था, हसेद्त्था; |
| | हसेसि; | हसह, हसेह. |
| | हससे; | |
| | हसेज्ज; | हसेज्ज; |
| | हसेज्जा. | हसेज्जा. |

| | | |
|---|---|---|
| ૩ જો પુ૦ | हसइ, | हसन्ति, हसेन्ति; |
| | हसेइ; | हसन्ते, हसेन्ते; |
| | हसए; | हसिरे, हसेइरे; |
| | हसेज्ज; | हसेज्ज; |
| | हसेज्जा. | हसेज्जा. |

સુચના—આ રૂપો વિદ્યાર્થીએ બરાબર મોઢે કરવા, દરેક રૂપો નિયમોથી સિદ્ધ કરવા. ઉપરાન્ત બીજાપણ કેટલાક ધાતુઓના રૂપો અભ્યાસ ખાતર ખાસ તૈયાર કરવા, યાદ કરવા, અને નિયમોથી સિદ્ધકરી જવા.

## પ્રાકૃત વાક્યો.

अम्हे वीहेज्जा ?
तुम्हे वीहेज्ज.
ते जेमेन्ते ?
अम्हे जेमिमो.
तुं देक्खेसि ?
हं देक्खामि.
फासिरे.
वसेइत्था.
चल्लेज्जा.
बोल्लेइ.
चोरेइरे.
हसेमु.
हं करेज्जा ?
तुं करेज्जा.

हरामि.
पडिम.
नमेमि.
नमेमु.
करेइ.
करइ.
कहसे.
जाणए.
जाणेसि.
फासित्था.
होइरे.
अम्हे वन्देज्ज
तुम्हे वन्देज्ज

# ગુજરાતી વાક્યો.

અમે બીહીએછીએ.
તમે બોલો છો.
તેઓ અડકે છે.
તું જાણે છે.
હું જમું છું.
તમે થાઓ છો.
તું રહે છે.
તે ચરે છે.
તું નમે છે.

હું ચાલું છું.
હું ભણું છું.
તે નમે છે.
તેઓ ચાલે છે.
અમે ચરીયેછીએ.
તેઓ ભમે છે.
આપણે કરીએછીએ.
તમે પડો છો.
અમે હસીએછીએ.

સૂચનાઃ—જેટલી રીતે થાય તેટલી રીતે વાક્યો લખવા યા બોલવા.

---

## बारह पाठो.

हं अज्ज गाअमि.
तुं गासि.
अम्हे खामो.
तुम्हे खाअह.
तुम्हे खाह.
ते जाएइरे.
ते नेइरे.
सो जाअए.
तुं जाएसि ?
हं नेमि.
हं नेएमि.
हं नेआमि.
अम्हे बाहिर जाइमो ?
अम्हे झट्ट जामो.
तुम्हे होइत्था.
तुम्हे होएज्जेइत्था.

## तेरह पाठो.

| | | |
|---|---|---|
| सो | कहिं | निद्दाज्जइ ? |
| सो | न | निद्दाज्ज. |
| तुम्हे | | निद्दाएज्जेइत्था. |
| तुम्हे | जहिं | निद्दाएइत्था, |
| अम्हे | तहिं | निद्दाज्जा. |
| तुम्हे | | निद्दाएज्जा. |
| अम्हे | | निद्दाएज्ज. |
| सो | अहुणा | सुणइ ? |
| सो | पच्छा | सुणेइ. |
| तुं | | हरिससे. |
| तुं | | हरिसेज्जा. |
| हं | | म्हि. |
| तुं | | सि. |
| ते | | अत्थि ? |
| सो | | अत्थि. |
| तुम्हे | | अत्थि. |
| अम्हे | | म्हो ? |
| अम्हे | | म्ह. |

# चउद्दह पाढो.

## ધાતુઓ.

| | | |
|---|---|---|
| अस्=હોવું. | तर्=તરવું. | लुच्च्=લુંછવું. |
| खा=ખાવું. | तुट्ट्=તૂટવું. | सिक्ख्=શીખવું. |
| गा=ગાવું. | निद्दा=ઉંઘવું. | सुण्=સાંભળવું. |
| जा=જાવું. | ने=લઇજવું. | हरिस्=હર્ષ પામવો |

## અવ્યયો.

| | | |
|---|---|---|
| अज्ज=આજ. | जहिं=જ્યાં. | ण, न=નહિં. |
| अहुणा=હમણાં. | झत्ति=જલ્દી. | पच्छा=પછી. |
| कहिं=ક્યાં ? | तहिं=ત્યાં. | बाहिर=બહાર. |

### સામાન્ય નિયમો:—

૧. સ્વરાન્ત ધાતુઓને પ્રત્યયો લગાડતાં अ વિકલ્પે લગાડવામાં આવે છે

૨. સ્વરાન્ત ધાતુઓને પ્રત્યયોની પૂર્વે પણ ज्ज, અને ज्जा. પ્રત્યયો વિકલ્પે ઉમેરાય છે.

### સમજુતી—

अ. એટલે નીચે પ્રમાણે સ્વરાન્ત ધાતુઓના વર્તમાન કાળના પ્રત્યયો થશે.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ લો પુ૦ मि, ज्जमि, ज्जामि;<br>ज्ज; ज्जा. | म, ज्जम, ज्जाम;<br>मु, ज्जमु, ज्जामु;<br>मो, ज्जमो, ज्जामो;<br>ज्ज; ज्जा. |
| ૨ જો પુ૦ सि, ज्जसि, ज्जासि;<br>से, ज्जसे; ज्ज; ज्जा. | ह, ज्जह, ज्जाह;<br>इत्था, ज्जइत्था, ज्जाइत्था;<br>ज्ज; ज्जा. |
| ૩ જો પુ૦ इ, ज्जइ, ज्जाइ;<br>ए, ज्जए;<br>ज्ज; ज्जा. | न्ति, ज्जन्ति, ज्जान्ति;<br>न्ते, ज्जन्ते, ज्जान्ते;<br>इरे, ज्जइरे, ज्जाइरे;<br>ज्ज; ज्जा. |

आ. ज्ज પ્રત્યયના अ માં પણ પ્રત્યયો પર છતાં અગ્યારમા પાઠના બધા ફેરફારો થશે.

## વર્તમાન કાળને લાગતા નિયમોઃ—

૩. अस् ધાતુના વર્તમાન કાળના રૂપો "अत्थि" કરવાથી થાય છે. પરંતુ सि પ્રત્યય પર છતાં "सि" રૂપ થાય છે. मि, म, અને मो પર છતાં "म्हि, म्ह, म्हो." રૂપો થાય છે.

## વર્તમાન કાળ

### સ્વરાન્ત

### गा.

એક વચન.

પહેલો

| મૂળ. | अ. | ज्ज. | ज्जा. |
|---|---|---|---|
| गामि; | गाअमि, | गाज्ज, | गाज्जा, |
| | गाआमि, | | |
| | गाएमि, | गाएज्ज, | गाएज्जा, |
| | | गाज्जमि, | गाज्जामि, |
| | | गाज्जामि, | गाएज्जामि, |
| | | गाज्जेमि, | |
| | | गाएज्जमि, | |
| | | गाएज्जामि, | |
| | | गाएज्जेमि; | |

ના રૂપો.

ધાતુઃ—

બહુ વચન.

પુરૂષ.

| મૂળ. | अ. | ज्ज. | ज्जा. |
|---|---|---|---|
| म–गाम; | गाअम, | गाज्ज, | गाज्जा, |
| ,, | गाआम, | गाएज्ज, | गाएज्जा, |
| ,, | गाइम, | | |
| ,, | गाएम; | गाज्जम, | गाज्जाम, |
| ,, | | गाज्जाम, | |
| ,, | | गाज्जिम, | गाएज्जाम. |
| ,, | | गाज्जेम, | |
| ,, | | गाएज्जम, | |
| ,, | | गाएज्जाम, | |
| ,, | | गाएज्जिम, | |
| ,, | | गाएज्जेम; | |
| मु–गामु; | गाअमु, | गाज्ज, | गाज्जा, |
| ,, | गाआमु, | गाएज्ज, | गाएज्जा, |
| ,, | गाइमु, | गाज्जमु, | |

| | | | |
|---|---|---|---|
| ,, | गाएमु; | गाज्जामु, | गाज्जामु, |
| ,, | | गाज्जिमु, | गाएज्जामु, |
| ,, | | गाज्जेमु, | |
| ,, | | गाएज्जमु, | |
| ,, | | गाएज्जामु, | |
| ,, | | गाएज्जिमु, | |
| ,, | | गाएज्जेमु; | |
| मो—गामो; | गाअमो, | गाउज, | गाज्जा, |
| ,, | गाआमो, | गाएज्जा, | गाएज्जा, |
| ,, | गाइमो, | गाज्जमो, | गाज्जामो, |
| ,, | गाएमो; | गाज्जामो, | गाएज्जामो. |
| ,, | | गाज्जिमो, | |
| ,, | | गाज्जेमो, | |
| ,, | | गाएज्जमो, | |
| ,, | | गएज्जामो, | |
| ,, | | गाएज्जिमो, | |
| ,, | | गाएज्जेमो; | |

| મૂળ | अ. | ज्ज. | ज्जा. |
| --- | --- | --- | --- |
| सि-गासि, | गाअसि, | गाज्ज, | गाज्जा, |
| " | गाएसि; | गाएज्ज, | गाएज्जा, |
| " | | गाज्जसि, | गाज्जासि, |
| " | | गाज्जेसि, | |
| " | | गाएज्जसि, | |
| " | | गाएज्जेसि; | गाएज्जासि; |
| से- * | गाअसे· | गाज्ज, | गाज्जा, |
| " | * | गाएज्ज, | गाएज्जा. |
| " | | गाज्जसे, | * |
| " | | गाएज्जसे; | |

* से અને ए માટે પા. ૧૧ મા નોટ વર્તમાનકાળને લગતો નિયમ બીજો જુઓ.

पुरुष.

| मूळ | अ. | ज्ज. | ज्जा. |
|---|---|---|---|
| इत्था-गाइत्था, | गाइत्था, | गाज्ज, | गाज्जा, |
| ,, | गाएइत्था, | गाएज्ज, | गाएज्जा, |
| ,, | | गाज्जित्था, | गाज्जाइत्था, |
| ,, | | गाज्जेइत्था, | गाएज्जाइत्था; |
| ,, | | गाएज्जित्था, | |
| ,, | | गाएज्जेइत्था; | |
| ह—गाह; | गाअह, | गाज्ज. | गाज्जा, |
| | गाएह; | गाएज्ज, | गाएज्जा, |
| | | गाज्जह, | गाज्जाह, |
| | | गाज्जेह, | गाएज्जाह. |
| | | गाएज्जह, | |
| | | गाएज्जेह; | |

त्रीजे

| | | | |
|---|---|---|---|
| इ—गाइ, | गाअइ, | गाज्ज, | गाज्जा, |
| ,, | गाएइ; | गाएज्ज, | गाएज्जा, |
| ,, | | गाज्जइ, | गाज्जाइ, |
| ,, | | गाज्जेइ, | गाएज्जाइ; |
| ,, | | गाएज्जइ, | |
| ,, | | गाएज्जेइ; | |
| ए— * | गाअए; | गाज्ज, | गाज्जा, |
| ,, | * | गाएज्ज, | गाएज्जा. |
| ,, | | गाज्जए, | * |
| ,, | | गाएज्जए; | |

પુરુષ.

| | | | |
|---|---|---|---|
| न्ति—गान्ति; | गाअन्ति, | गाज्ज, | गाज्जा, |
| ,, | गाएन्ति; | गाएज्ज, | गाएज्जा, |
| ,, | | गाज्जन्ति, | गाज्जान्ति, |
| ,, | | गाज्जेन्ति, | गाएज्जान्ति, |
| ,, | | गाएज्जन्ति, | |
| ,, | | गाएज्जान्ति; | |
| न्ते—गान्ते; | गाअन्ते, | गाज्ज, | गाज्जा, |
| ,, | गाएन्ते; | गाएज्ज, | गाएज्जा, |
| ,, | | गाज्जन्ते, | गाज्जान्ते, |
| ,, | | गाज्जेन्ते, | गाएज्जान्ते; |
| ,, | | गाएज्जन्ते, | |
| ,, | | गाएज्जेन्ते; | |
| इरे—गाइरे; | गाइरे, | गाज्ज, | गाज्जा, |
| ,, | गाएइरे; | गाएज्ज, | गाएज्जा; |
| ,, | | गाज्जिरे, | गाज्जाइरे, |
| ,, | | गाज्जेइरे, | गाएज्जाइरे. |
| ,, | | गाएज्जिरे, | |
| ,, | | गाएज्जेइरे, | |

સુચનાઃ—અગ્યારમા અને ચૌદમા પાઠના નિયમો ધ્યાનમાં લઇને ઉપરના રૂપો સિદ્ધ કરવા. શિક્ષકે આ રૂપો સિદ્ધ કરવામાં વિદ્યાર્થિઓને મદદ કરવી. આવીજ રીતે બીજા પણ ધાતુઓના રૂપો સિદ્ધ કરવા. અને ખૂબ સારી રીતે રૂપોનો અભ્યાસ થયા પછીજ આગળ વધવું.

## अस्

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ પુ० म्हि. | म्ह, म्हो. |
| ૨ પુ० सि. | अत्थि. |
| ૩ પુ० अत्थि. | अत्थि. |

### પ્રાકૃત વાક્યો.

| | |
|---|---|
| तुं बाहिर गाज्जा. | हं पच्छा नेज्जामि. |
| अम्हो गाएज्ज. | तुं होज्जसे. |
| सो निद्दाज्जा | तुम्हे सेणेइत्था. |
| अम्हे अज्ज निद्दाएमो. | निद्दाएज्जेइत्था. |
| सो अत्थि. | अत्थि. |
| अम्हो म्हो. | ते तहिं न अत्थि. |
| ते गाज्जेइरे. | खाज्जसे. |
| अहुणा जासि. | अज्ज झट्ट खाज्जइ. |
| जाज्जसे. | जाज्जाइ. |
| सुणेन्ते. | खाएइ. |
| अम्हे खाएज्जिमो. | जाअए |

### ગુજરાતી વાક્યો.

| | |
|---|---|
| તમે જલ્દી જાઓછો. | તું છો. |
| તે ગાય છે. | તે ત્યાં લઇ જાય છે. |
| અમે જમીએછીએ. | તેઓ મરે છે. |
| તેઓ ક્યાં ઉંઘે છે ? | અમે હમણા તરીએ છીએ |
| તમે બોલો છો. | આપણે પછી હર્ષ પામીએ છીએ |
| આપણે બહાર પડીએ છીએ. | હું આજ જમું છું |
| તેઓ નમે છે. | હું જોઉં છું |

સૂચના—જ, જ્જા ના પ્રત્યયો ખાસ વાપરવા.

## पणरह पाढो.

| | |
|---|---|
| हं | हसीअ. |
| तुं | हसीअ. |
| अम्हे | हसीअ. |
| तुम्हे | करीअ. |
| सो | तरीअ. |
| ते | तरीअ. |
| हं | गाही. |
| हं | गासी. |
| हं | गाहीअ. |
| सो | नेही. |
| ते | खासी. |
| तुम्हे | निद्दासी. |
| हं | आसि. |
| अम्हे | आसि ? |
| तुं | आसि. |
| तुं | अहेसि. |
| तुम्हे | अहेसि. |
| ते | अहेसि ? |
| सो | आसि. |
| सो | अहेसि. |

# सो ल ह पा ढो.

## ભૂતકાળ.

### પ્રત્યયો.

એક વચન. બહુ વચન.

| | |
|---|---|
| ૧ લો પુ૦<br>૨ જો પુ૦<br>૩ જો પુ૦ | વ્યંજનાન્ત ધાતુઓને—इअ. લાગે છે.<br>સ્વરાન્ત ધાતુઓને—सी, ही, हीअ. લાગે છે. |

### ધાતુઓ.

| | | |
|---|---|---|
| उंघ्=ઉંઘવું. | चड्=ચડવું. | ठा=ઉભા રહેવું, રહેવું. |
| उड्ड्=ઊડવુ. | चुक्=ચુકવું. | ढण्ढोल्=ઢંઢોળવું,ગોતવું |
| ओगाल्=ઓગાળવુ. | छज्ज्=શોભવું. | णी+हर्=નીકળવું. |
| खिज्ज्=ખીજવું. | छड्ड्=છોડવું. | मेल=મેલવું. |
| खिर्=ખરવું. | झख=ઝંખવું.ઠપકો દેવો,નિસાસો નાંખવો. | समार्=સમારવું,સુધારવું, રચવું. |
| घुम्= ઘુમવું. | | |
| घोट्ट्=પીવું. | डर्=ડરવું. | सुमर्=યાદ કરવું. |

### સર્વનામ.

| | | |
|---|---|---|
| अम्हाणं=અમારૂં | ते=તે. | मे=મેં. |
| को=કોણ. | तुम्हं=તારૂં. | मम्हं=મારૂં. |
| जो=જે. | तुम्हाणं=તમારૂં. | |
| तुम=તને. | ममं=મને. | |

### અવ્યયો.

| | | |
|---|---|---|
| उयरि=ઉપર. | किं=કેમ. | |
| एत्थ=અહીં. | च, अ=અને. | मा=નહીં. |
| कत्तो=કયાંથી. | थू=થૂ થૂ. | रे=અરે. |
| | | अरे=અરે. |

ભૂતકાળને લગતા નિયમોઃ—

૧ ભૂતકાળના પ્રત્યયો લગાડતાં ધાતુને अ લગાડવાની જરૂર નથી.

૨ अस् ધાતુનાં "आसि" અને "अहेसि" આ બે રૂપો ભૂતકાળમાં દરેક ઠેકાણે વપરાય છે.

---

## ભૂતકાળના રૂપો.

### વ્યંજનાન્ત ધાતુ.

#### तुट्ट.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લો પુ૦ | तुट्टीअ. | तुट्टीअ. |
| ૨ જો પુ૦ | तुट्टीअ. | तुट्टीअ. |
| ૩ જો પુ૦ | तुट्टीअ. | तुट्टीअ. |

### સ્વરાન્ત ધાતુ.

#### ठा.

| | | |
|---|---|---|
| ૧ લો પુ૦ | ठासी, ठाही, ठाहीअ. | ठासी, ठाही, ठाहीअ. |
| ૨ જો પુ૦ | ठासी, ठाही, ठाहीअ. | ठासी, ठाही, ठाहीअ. |
| ૩ જો પુ૦ | ठासी, ठाही, ठाहीअ. | ठासी, ठाही, ठाहीअ. |

#### अस्.

| | | |
|---|---|---|
| ૧ લો પુ૦ | आसि, अहेसि. | आसि, अहेसि. |
| ૨ જો પુ૦ | आसि, अहेसि. | आसि, अहेसि. |
| ૩ જો પુ૦ | आसि, अहेसि. | आसि, अहेसि. |

## પ્રાકૃત વાક્યો.

| | |
|---|---|
| को वंधइ ? तुं उंघेज्जा. | ते बाहिर णीहरीअ. |
| अज्ज को लुच्छए ? | हं तुमं न खिज्जामि. |
| अहुणा हुं सिव्वामि. | तुं ममं सुमरसे. |
| तुं सिव्वीअ ? | कत्तो तुट्टीअ. |
| न, हुं न सिव्वीअ. | सो ममं तुमं च चुकई. |
| ते अहेसि ? | को उड्डहीअ ? |
| तुम्हे अहेसि. | तुं उडेसी. |
| सो बाहिर घुम्मइ. | तुम्हे थू थू करेज्ज. |
| पच्छा तुं ममं सुमरीअ. | अम्हे थू थू न करेज्जा. |
| अहुणा हं तुमं सुमरीअ. | जो चडइ, सो पडइ. |
| जहिं ठाही,तहिं ओगालीअ. | खिरेइरे. |
| तुम्हे ढण्ढोलेइत्था ? | खिज्जन्ते? ते नखि ज्जेइरे. |
| अम्हे मेल्लामो. | हं घोट्टीअ, तुं डरीअ, सो य |
| सो बाहिर णीहरीअ. | छड्डीअ. |

## ગુજરાતી વાક્યો.

| | |
|---|---|
| અહીં કોણ બોલ્યો ? | મેં ખાધું, ને તેં પીધું. |
| તે ત્યાં ઉભો રહ્યો. | જે ખાય છે, તે હસે છે. |
| તે અહીં ન નમ્યો. | તમે જ્યાં ગાયું, |
| તું હતો ત્યાં હું હતો. | ત્યાં મેં સાંભળ્યું. |

તે બહાર નીકળ્યો અને ગયો.

હું તને જાણું છું.

તમે મને જાણ્યો ?

અમે જમ્યા અને ભણ્યા.

તમે ક્યાંથી બીના ?

તે ભમે છે અને મને અડકે છે.

તું પડ્યો અને પછી રોયો.

તેઓ ખીજ્યા.

તમે મેલ્યું.

તે તુટ્યું.

તું શોભ્યો.

તમે હસ્યા, અમે ઉઘ્યા.

ત્યાં જે ગયા તે મુઆ.

અમે ડર્યાં નહીં.

તું છો, ને હું છું.

અરે ! કોણ ક્યાંથી નીકળ્યો ?

અરે ! તે ઉપર ચડ્યો.

હમણા તું મને નમ્યો.

હમણા હું તને ઝંખું છું.

તે મને ઠપકો દે છે.

જ્યાં હું બોલ્યો, ચૂક્યો, ડર્યો અને ધુમ્યો, ત્યાં તું ખીજ્યો, ચડ્યો, પડ્યો અને ઉડ્યો.

તમારૂં પડ્યું.

અમારૂં હતું.

તેઓ જ્યાં ઉભા રહ્યા, ત્યાં તેઓ ઉડ્યા.

કોણ તરતો હતો ?

---

# तइयं पगरणं.

## नाम–पयाइं

### स त र ह पा ढो.

१

| | |
|---|---|
| देवो देक्खइ. | देवा देक्खन्ति. |
| मोरो झट्ट जाहीअ. | मोरा झट्ट जाहीअ. |
| चन्दो णीहरइ. | चन्दा णीहरन्ति. |
| घोडो चरइ. | घोडा चरन्ते. |
| घडो पडेइ. | घडा पडेन्ते. |
| चोरो मेल्लइ. | चोरा मेल्लिरे. |
| भमरो पच्छा उड्डेइ. | भमरा पच्छा उड्डेएन्ते. |
| दंडो तुट्टइ. | दंडा तुट्टेन्ति. |
| जणो सोहइ. | जणा सोहिरे. |
| णरो जेमेइ. | णरा जेमेज्जा. |
| दीवो अत्थि. | दीवो न अत्थि. |
| पुत्तो जेमीअ. | पुत्ता जेमीअ. |

२

| | |
|---|---|
| ઘોડો જાય છે. | ઘોડાઓ જાય છે. |
| માણસ હસ્યો. | માણસો હસ્યા. |
| દેવ ગયો. | દેવો ગયા. |
| પુત્ર બીએ છે. | પુત્રો બીએ છે. |
| મોર નાચે છે. | ચોરો નાચે છે. |
| ચોર ખાય છે. | ચોરો ખાય છે. |
| ભમરો હતો. | ભમરા હતા નહીં. |

# अट्ठारह पाढो.

१

| | | |
|---|---|---|
| चोरो | रामं | देक्खइ. |
| वाला | लड्डुअं | खाएज्जेइरे. |
| हं | धम्मं | जाणामि. |
| अम्हे | महावीरं | वन्दामो. |
| रामो | देवं | पुच्छेज्जा. |
| कुंभारो | घडं | करेइ. |
| णरो | णरं | दण्डोल्लइ. |

२

| | | |
|---|---|---|
| कुंभारो | घडे | करेइ. |
| कुंभारो | घडा | करेइ. |
| वाला | देवे | नमिरे. |
| वाला | देवा | नमिरे. |
| तुम्हे | दंडे | करित्था ? |
| अम्हे | दंडे | करिमो. |

३

હું ઘડો કરૂં છું.
તું ઘડાઓ કરે છે.
તેઓ ઘડાઓ કરે છે.
રામ મોર જુએ છે.
દેવ મોરો જુએ છે.
બાળક માણસને પૂછે છે.
માણસો બાળકોને પૂછે છે.
અમે આજ, ઘોડા જોઇએછીએ.

# अउणवीसो पाढो.

१

| | |
|---|---|
| घरं पडइ. | घराणि पडिरे. |
| हं घरं देक्खेमि. | हं घराणि देक्खेमि. |
| एत्थ फुल्लं होइ. | एत्थ फुल्लाइँ होन्ति. |
| तुं फुल्लं देक्खसि ? | हं फुल्लाइं देक्खमि. |
| कहिं पत्ताइं भमन्ति. | तहिं पत्ताइं भमन्ति. |
| जहिं पत्ताणि भमन्ति, | तहिं कमलाइं देक्खमि. |
| रामो कमलाइँ न मेल्लइ, | पुत्तो कमलाणि मेल्लइ. |
| एत्थ आसणं होज्जा. | जणो आसणाणि करेइ. |
| घरं धणं रक्खइ. | धणं घरं करइ. |

२

| | |
|---|---|
| ફૂલ શોભે છે. | ફૂલો શોભે છે. |
| રામ ફૂલ જુએ છે. | બાળકો ફૂલો જુએ છે. |
| ઘર પડે છે. | ઘરો પડે છે. |
| પાંદડું ખરે છે. | પાંદડાં ખરે છે. |
| ઘોડો પાંદડાં ચરે છે. | ઘોડો ફૂલો ખાય છે. |
| આસનો તુટે છે. | હું આસનો સીવું છું. |

## वी सो पा ढो.

१

घडेण जलं पीवइ.
देवो रहेण जाइ.
कुंभारो दंडेण चक्कं भमाडेइ.
एगेण चक्केण रहो न चल्लइ.
सया धम्मेणं आणन्दं करेमि.
वणं फुल्लेहि छज्जइ.
हत्था दाणेहिं सोहेज्जा.
णयरं घरेहिं सोहइ.
जणा उट्टेहिँ धावेइरे.
सचेण वि धम्मो अत्थि.
तुम्हे केण देक्खित्था ?
अम्हे नेत्तेहिं देक्खिमो.
गुणेहिं छज्जमो.
तुम्हे पुत्तेहिं सह मन्दिरं जाज्जह ?
हा, अम्हे पुत्तेहिं सह मन्दिरं जाएज्जमो.
मम्ह मत्थअं घुम्मइ.
बम्हणा पुत्थअं भणन्ति.
आयरिया णाणेण तत्तं जाणीअ.
सीसा तत्तेण धम्मं सुणेइरे.

૨

માણસો ગુણોવડે શોભે છે.
પુરૂષો દાનવડે દેવો થાય છે.
કુંભારો ચક્રવડે ઘડાઓ કરે છે.
રથો ઘોડાઓવડે દોડે છે.
હું આંખોવડે તમારા હાથો જોઉં છું.
તે એક આંખવડે પુત્રોને જુએ છે,
અને એક આંખવડે દેવને જુએ છે.
શિષ્યો મસ્તકવડે નમે છે.
ચોરો સત્ય બોલતા નથી.
આસનોવડે મારૂં ઘર શોભે છે.
તમે ધનવડે ઘરો સમારો છો.
મોરોવડે વનો, અને વનોવડે નગરો શોભે છે.
તત્ત્વ વડે ધર્મ અને ધર્મ વડે માણસ શોભે છે.
છોકરો લાકડીવડે ઉભો રહે છે.
દંડવડે ચોર બહાર નીકળે છે.

## एगवीसो पाढो.

१

पुत्तस्स अज्ज धणं देइ.
नरिंदो बम्हणाणं गामा देज्जाइ.
पुत्तो गामस्स जाएज्जेइ.
सुवण्ण भूसणाय होइ.

२

चन्दो नक्खत्ताइँ भूसइ.
देवो फुल्लेहिं तित्थयरे पूजीअ.
बुहा णाणं इच्छन्ति.
तु विणयेण सुट्ठ सोहसे.
सव्वे सिद्धे सया नमामो.
सव्वा आयरिया सया वन्दामो.
सो एग घटं पाणीयेण भरइ.
बुहा बुह जाणन्ते, किं मुक्खा?
एग जाणइ सो सव्व जाणइ.
सव्व जाणइ सो एग जाणइ.
करेमि सामाइयं.
तुब्भे जाणह, अहं ण जाणामि.
जइ इच्छह परमपय, ता सया धम्मेण किं न वट्टित्था?

३

આચાર્યો શિષ્યોને ધર્મ સમજાવે છે. તીર્થંકરો સત્ય કહે છે.
રાજાઓ બ્રાહ્મણને દાન આપે છે. બ્રાહ્મણો લાડુ જમે છે.
તે એક આંખે અંધ છે. તુ ક્યાંથી ઉઠ્યો ?

# दुवीसो पाढो.

## વિભક્તિના પ્રત્યયો.

### નર જાતિ.

#### અકારાન્ત

| એક વચન. | બહુ વચન. |
|---|---|
| ૧ લી० ओ. | ०. |
| ૨ જી० म्. | ०, ए. |
| ૩ જી० ण, णं. | हि, हिं, हिँ. |
| ૪ થી० य, स्स. | ण, णं. |
| ૫ મી० त्तो, उ, ओ, हि, हिन्तो, ०. | त्तो, उ, ओ, हि, हिन्तो, सुन्तो. |
| ૬ ઠ્ઠી० स्स. | ण, णं. |
| ૭ મી० ए, म्मि. | सु, सुं. |
| સંબોધન ०, ओ, ×. | ०. |

#### ઇકારાન્ત.

| | |
|---|---|
| ૧ લી० ०. | अउ, अओ, णो, ०. |
| ૨ જી० म्. | णो, ०. |
| ૩ જી० णा. | हि, हिं, हिँ. |
| ૪ થી० णो, स्स. | ण, णं. |
| ૫ મી० णो, त्तो, ओ, उ, हिन्तो. | त्तो, ओ, उ, हिन्तो, सुन्तो. |
| ૬ ઠ્ઠી० णो, स्स. | ण, णं. |

| | | |
|---|---|---|
| ૭ મી૦ | म्मि. | सु, सुं. |
| સંબોધન | ×, ०. | अउ, अओ, णो, ०. |

### નાન્યતર જાતિ.

| | | |
|---|---|---|
| ૧ લી૦ | म्. | इं, इँ, णि. |
| ૨ જી૦ | म्. | ,, ,, ,, |
| સંબોધન | ×. | ,, ,, ,, |

બાકીની વિભક્તિમાં તે તે નરજાતિ પ્રમાણે પ્રત્યયો સમજવા

### નારી જાતિ.

| | | |
|---|---|---|
| ૧ લી૦ | ०. | उ, ओ, ०. |
| ૨ જી૦ | म्. | उ, ओ, ०. |
| ૩ જી૦ | अ, इ, ए. | हि, हिं, हिँ. |
| ૪ થી૦ | अ, इ, ए. | ण, णं. |
| ૫ મી૦ | अ,इ,ए,त्तो,ओ,उ,हिन्तो. | त्तो,ओ,उ,हिन्तो,सुन्तो. |
| ૬ ઠ્ઠી૦ | अ, इ, ए. | ण, णं. |
| ૭ મી૦ | अ, इ, ए. | सु, सुं. |
| સંબોધન | ०. | उ, ओ, ०. |

સૂચના—ઉપર આપેલા સામાન્ય પ્રત્યયો વિદ્યાર્થીએ બરાબર મુખપાઠ કરવા.

# વિભક્તિઓનો ઉપયોગ કરવા વિષેના કેટલાક સામાન્ય નિયમો.

૧. अ. કર્તરિ પ્રયોગમાં કર્તાને નામાર્થમાં પહેલી વિભક્તિ લાગે છે.

आ. કર્મણિ પ્રયોગમાં કર્મને નામાર્થમાં પહેલી વિભક્તિ લાગે છે.

૨. अ. કર્તરિ પ્રયોગમાં ક્રિયાપદના કર્મને બીજી વિભક્તિ લાગે છે.

आ. જ્યાં જવું હોય તે સ્થાન વાચક નામને પહોંચ્યા ન હોઇએ ત્યાં સુધીમાં બીજી વિભક્તિ લાગે છે.

૩. अ. કર્મણિ પ્રયોગમાં કર્તાને ત્રીજી વિભક્તિ લાગે છે.

आ. અને ક્રિયાના સાક્ષાત્ મદદગાર સાધન (કરણ) ને ત્રીજી વિભક્તિ લાગે છે.

इ. सह સાથે જોડાયેલા નામ ત્રીજી વિભક્તિ લાગે છે.

૪. अ. કોઇ ચીજને જેની બનતી હોય, તેને ચોથી વિભક્તિ નો य પ્રત્યય લાગે છે.

आ. ૪. अ. માં જણાવેલા પ્રસંગ શિવાય પ્રાકૃત ભાષામાં ચોથીને ઠેકાણે છઠ્ઠી લાગે છે.

૫. अ. કર્તા, કર્મ, અને ક્રિયાનું સાક્ષાત્ રીતે કે બુદ્ધિથી જેનાથી જુદા પડવાનું સમજાતું હોય, તે અપાદાન કહેવાય છે. અપાદાન અર્થમાં પાંચમી વિભક્તિ લાગે છે.

आ. કોઈ વખતે ત્રીજીના અર્થમાં પણ પાંચમી વપરાય છે.

૬. કોઈ પણ જાતના સંબંધના અર્થમાં, તેમજ ચોથી વિભક્તિ વાપરવા ને જ્યાં પ્રસંગ હોય, નામયોગી અવ્યયનો સંબંધ હોય ત્યાં છઠ્ઠી વિભક્તિ વપરાય છે.

૭. અ. કર્તા, કર્મ અને ક્રિયાના આધાર એટલે અધિકરણ ને સાતમી વિભક્તિ લાગે છે.

આ. સમુદાયમાંથી અમુક ભાગને જુદોપાડી બતાવવાનો હોય, ત્યારે સમુદાયવાચકને છઠ્ઠી કે સાતમી લાગે છે. તેને નિર્ધારણ છઠ્ઠી કે સાતમી કહેવાય છે.

ઇ. સતિ–[છતાં] અર્થમાં સાતમી વિભક્તિ વપરાય છે.

૮. કોઇ ને બોલાવવા માટે કેટલાક ફેરફાર સાથે પહેલી વિભક્તિ વપરાય છે, તેને સંબોધન કહે છે.

૯. પ્રાકૃત ભાષામાં કોઈ કોઈ વખત—

અ. બીજી ત્રીજી વિગેરેને સ્થાને કોઇવાર છઠ્ઠી વપરાય છે.

આ. બીજી અને ત્રીજીને બદલે ક્યાંક સાતમી પણ વપરાય છે.

ઇ. ક્યાંક પાંચમીને બદલે ત્રીજી અને સાતમી વપરાય છે.

ઈ. ક્યાંક સાતમી અને પહેલીને બદલે બીજી વિભક્તિ લાગે છે.

સૂચના—શિક્ષકે કયા વાકયમા કઇ વિભક્તિ કયા અર્થમા વપરાઈ છે ? તે વિષે વિદ્યાર્થીઓને પ્રશ્ન કરવા, અને ઉપરના નિયમો સચોટ સમજાવવા. આ ભાગમાં સામાન્ય રીતે ગુજરાતી ભાષામાં વપરાતા ધોરણ પ્રમાણે કામ લેવું ઠીક પડશે.

---

# तेवीसो पाढो.

## અકારાન્ત નામો.

### વિભક્તિના પ્રત્યયો.

#### નર જાતિ.

| | એક વચન. | બહુ વચન. |
|---|---|---|
| १ લી० | ओ. | ०. [ए] |
| २ જી० | मृ. | ०, ए. |
| ३ જી० | ण, णं. | हि, हिं, हिँ. |
| ४ થી० | स, स्स. | ण, णं. (सिं) |

#### નાન્યતર જાતિ.

| | | |
|---|---|---|
| १ લી० | मृ. | इं, इँ, णि. |
| २ જી० | मृ. | इं, इँ, णि. |
| ३ જી० / ४ થી० | } નર જાતિ પ્રમાણે. | |

નિયમો :—

१. પાંચમી વિભક્તિ શિવાયના સ્વરાદિ પ્રત્યયો પર છતાં નામના અન્ત્ય સ્વરનો લો થાય છે. આ નિયમ નારીજાતિમાં લાગતો નથી.

२. બહુ વચનના પ્રત્યયો, ०, અને स प્રત્યય લાગતાં પૂર્વનો સ્વર દીર્ઘ થાય છે.

૩. म् નો અનુસ્વાર થાય છે.

૪. ત્રીજી વિભક્તિના દરેક પ્રત્યયો અને બહુ વચનના म् થી શરૂ થતા પ્રત્યયો પર છતાં નામના अ નો ए થાય છે.

૫. [ ] ચોરસ કૌંસમાં બતાવેલા પ્રત્યયો સર્વનામને નિત્ય લાગે છે, અને ( ) ગોળ કૌંસમાં બતાવેલા પ્રત્યયો વિકલ્પે લાગે છે.

## અકારાન્ત નરજાતિ.

### देव.

| | | |
|---|---|---|
| ૧ લી૦ | देवो. | देवा. |
| ૨ જી૦ | देवं. | देवा, देवे. |
| ૩ જી૦ | देवेण, देवेणं. | देवेहि, देवेहिं, देवेहिँ. |
| ૪ થી૦ | देवाय, देवस्स. | देवाण, देवाणं. |

## અકારાન્ત નાન્યતરજાતિ.

### घर.

| | | |
|---|---|---|
| ૧ લી૦ | घरं. | घराइं, घराइँ, घराणि. |
| ૨ જી૦ | घरं. | घराइं, घराइँ, घराणि. |
| ૩ જી૦ | घरेण, घरेणं. | घरेहि, घरेहिं, घरेहिँ. |
| ૪ થી૦ | घराय, घरस्स. | घराण, घराणं. |

# અકારાન્ત સર્વનામના રૂપો.

## નર જાતિ.

### सव्व.

| | |
|---|---|
| ૧ લી० सव्वो. | सव्वे. |
| ૨ જી० सव्वं. | सव्वा, सव्वे. |
| ૩ જી० सव्वेण, सव्वेणं. | सव्वेहि, सव्वेहिं, सव्वेहिँ. |
| ૪ થી० सव्वाय, सव्वस्स. | सव्वाण, सव्वाणं, सव्वेसिं. |

## નાન્યતર જાતિ.

### सव्व.

| | |
|---|---|
| ૧ લી० सव्वं. | सव्वाइं, सव्वाइँ, सव्वाणि. |
| ૨ જી० सव्वं. | सव्वाइं, सव्वाइँ, सव्वाणि. |
| ૩ જી० सव्वेण, सव्वेणं. | सव्वेहि, सव्वेहिं, सव्वेहिँ. |
| ૪ થી० सव्वस्स, सव्वाय. | सव्वाण, सव्वाणं, सव्वेसिं. |

સમજુતી :—

૧. પ્રાકૃત ભાષામાં ત્રણ જાતના શબ્દો વપરાય છે.

અ. સંસ્કૃત શબ્દો ઉપરથી અને સંસ્કૃત રૂપો ઉપરથી બનેલા હોય, એવા જે શબ્દો પ્રાકૃત ભાષામાં વપરાય છે, તે **તદ્ભવ** કહેવાય છે; અને તેની ટુંકી સંજ્ઞા [ त ] રાખવામાં આવી છે.

आ. સંસ્કૃત શબ્દો અને સંસ્કૃત રૂપો સંસ્કૃત જેવાજ પ્રાકૃત ભાષામાં વપરાય છે. તે **સંસ્કૃત સમ** કહેવાય છે. તેની ટુંકી સંજ્ઞા [स] રાખવામાં આવી છે.

૬. અને કેટલાક શબ્દો જુદા જુદા દેશોના લોકોની બોલીમાં વપરાયેલા અને પ્રાકૃત ભાષામાં દાખલ થયેલા, તે **દેશ્ય** શબ્દો કહેવાય છે, તેની ટુંકી સંજ્ઞા [दे] રાખવામાં આવી છે.

## નરજાતિ નામો

[त०] આનંદ.
[त०] આચાર્ય.
,, ઉંટ.
,, કુંભાર.
,, ગામ.
[स०] ગુણ.
[त०] ઘડો.
,, ઘોડો.
,, ચંદ્રમા.
[स०] ચોર.
[त०] માણસ.
,, જીન પ્રભુ.
,, પુરુષ.
,, તીર્થંકર.
,, લાકડી.
,, દીવો.
स०] ૧. રાજા. ૨. દેવ.
त०] ધર્મ.

नरिन्द [त०] રાજા.
पुत्त ,, પુત્ર.
बम्हण ,, બ્રાહ્મણ.
बाल [स०] છોકરો.
वुह [त०] ડાહ્યો માણસ.
भत्त ,, ભક્ત, ભગત. ૨. ભાત, ભાતું.
भमर ,, ભમરો.
भार [स०] બોજો, ભાર.
महावीर ,, મહાવીરસ્વામી.
मुरुक्ख [त.] મૂર્ખ.
मेह [त.] વરસાદ.
मोर ,, મોર.
रह ,, રથ.
राम [स०] રામ.
लड्डुअ [त०] લાડવો.
विणय ,, વિનય, નમ્રતા.
सिद्ध [स०] સિદ્ધ થયેલ, મોક્ષ પામેલ.
सीस [त०] શિષ્ય.
हत्थ ,, હાથ.

## નાન્યતર જાતિ નામો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| अन्न | [स०] | અનાજ. | पत्त | [त०] | પાંદડું, ૨. કાગળ |
| आसण | [त०] | આસન. | परमपय | ,, | મોક્ષ. |
| कमल | [स०] | કમળ. | पाणिय | ,, | પાણી. |
| घर | [त०] | ઘર. | पुत्थय | ,, | પુસ્તક. |
| चक्क | ,, | ચક્ર, પૈડુ | फुल्ल | [स०] | ફૂલ. |
| छत्त | [स०] | છત્રી. | भूसण | [त०] | ઘરેણું. |
| जल | [त०] | પાણી | मत्थय | ,, | માથું. |
| तत्त | ,, | તત્ત્વ. | मन्दिर | [स०] | મંદિર, દેહેરૂં. |
| दाण | ,, | દાન. | रुप्प | [त०] | રૂપું. |
| धण | ,, | ધન. | वण | ,, | વન. |
| नक्खत्त | ,, | નક્ષત્ર. | वत्थ | ,, | લુગડું, વસ્ત્ર. |
| नयर | ,, | શહેર, | सच्च | ,, | સાચું. |
| नाण | ,, | જ્ઞાન. | सय | ,, | સો. |
| निव्वाण | ,, | મોક્ષ. | सामाइय | ,, | સામાયિક. |
| नेत्त | ,, | આંખ, | सुवण्ण | ,, | સોનું. |

### સર્વ નામ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| अन्न | [त०] | બીજું. | ज | [त०] | જે. |
| एग, एक्क | ,, | એક. | त, ण. | [त०] | તે. |
| क | ,, | કોણ. | सव्व | [त०] | સર્વ, બધું. |

### વિશેષણ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| अन्ध | [स०] | આંધળું. | थोव | [त०] | થોડું. |
| उत्तम | [स०] | સારૂં. | मिट्ठ | [त०] | મીઠું. |
| काण | [स०] | કાણું. | सार | [स०] | સારૂં. |

સર્વનામ અને વિશેષણોના વિશેષ્યની જાતિ પ્રમાણે ત્રણે ય જાતિમાં રૂપો થાય છે.

## અવ્યય.

अइ [त०] અરે, सया [त०] હમ્મેશ, રોજ.
जइ [त०] જો. सह [स०] સાથે.
तया [त०] ત્યારે. सुट्ठु [त०] સારી રીતે.
ता [त०] તો.

## ધાતુઓ.

| | | | |
|---|---|---|---|
| इच्छ् [स०] | ઇચ્છવું. | फुट्ट [दे०] | ફૂટવું. |
| गण् ,, | ગણવું. | भमाड् [त०] | ભમાડવું. |
| घड् [त०] | ઘડવું, કરવું. | भूस् [त०] | શણગારવું. |
| डह् ,, | બળવું, બાળવું. | रक्ख् ,, | રાખવું, બચાવવું. |
| दे, दी ,, | દેવું. | रोअ ,, | રુચવું, ગમવું. |
| दय् ,, | દયાકરવી. | रोव ,, | રોવું. |
| चोप्पड् [दे०] | ચોપડવું | वट्ट् ,, | વર્તવું. |
| धाव् [स०] | દોડવું. | वड्ढ् ,, | વધવું. |
| नच्च् [त०] | નાચવું. | वरिस् ,, | વરસવું |
| पास् ,, | જોવું. | सोह् ,, | શોભવું. |
| पुच्छ् ,, | પૂછવું. | सिक्ख् ,, | ૧ શીખવું. |
| पूज् [स०] | પૂજવું. | | ૨ શીખવવું. |

## પ્રાકૃત વાક્યો.

चोरे देवो भणइ. हं बाराइं पाढं भणामि.
अइ ! नयरं गच्छामो. देवावि तं जिणं नमन्ति,
को सि तुं ? कहिं गच्छसि ? वालो रहेण सह चलइ.
सो चोरो नयरं जाही. धणं धणेण वड्ढइ.
एगो हं घराइँ करेमि. मोरा नचन्ति.
चोया णरा किं करेन्ति ? नरिन्दा रहेण आयरियं ढण्ढुल्लेइरे.

तुम्हे दीविहिँ किं पासित्या ? वत्थाणि पत्ताणि वा ?
रामस्स फुल्लाइँ रोपन्ति, बम्हणाणं च लड्डुआ.

### ગુજરાતી વાક્યો.

તમે પુસ્તકો વડે બધું જાણો છો.
અમે ઘોડાઓ વડે નગર તરફ જઈએછીએ.
તમે રથ વડે ગામ તરફ જાઓ છો.
જ્ઞાન નિર્વાણ માટે થાય છે.
તે આંખે કાણો છે.
હું બ્રાહ્મણોને વસ્ત્ર આપું છું.
તે બ્રાહ્મણોને દાન આપે છે.
આચાર્યો પણ તીર્થંકરોને નમે છે.
જે એક આંખે જુએ છે, તે કાણો છે.

શિષ્ય કહે છે—"આચાર્યો આજ શિષ્યો સાથે બીજે ગામ ગયા."

સારૂં થયું તું ઝટ ગયો, અને જમ્યો.
અમારા ઘોડા ક્યાં છે ?

જ્યાં તમારો રથ છે, ત્યાં તમારા ઘોડા ચરે છે.

એક શહેર હતું, ત્યાં એક રાજા હતો. તે બ્રાહ્મણોને રોજ ફૂલો અને વસ્ત્રો આપતો હતો, તેઓ તેને તત્ત્વ કહેતા હતા, અને તે બ્રાહ્મણોને સારી રીતે પૂજતો હતો. ત્યાં વરસાદ સારો વરસતો હતો.

# च उ वी सो पा ढो.

१

एक्काओ घराओ बीअं घरं कुदेइ वाणरो.
रामो एकत्तो हत्थत्तो सप्पं फासीअ.
एक्काउ चन्दाउ निक्कलेइरे किरणा.
एक्काहि घोडाहि बालो पडीअ.
एक्काहिन्तो कुवाहिन्तो घडेहिँ पाणियं पीवामि.
एक्का मोरा पिच्छं गेण्हामि.
दीवाओ वत्थाइँ पासेमि.
जणाउ पडिउत्तरं सुणेइ.
मुहत्तो णरे उवलक्खेमो.
रक्खसाहि णरा डरेन्ते.
घरेहि पत्थरा पडीअ.
गामाहिन्तो नगरं जाएइ नरिन्दो.
वग्घेहिन्तो सव्वे बीहेन्ते.
भमरा खज्जुरासुन्तो रसं पीवीअ.
कमलेसुन्तो भमरा उड्डेन्ते.
वणत्तो ठगा धावीअ.
तलावाउ पाणियं भरइ.
छोयरो लाभा चुक्कइ.

૨

અમે ચોરોથી બીહીએ છીએ.
શિષ્યો આચાર્ય પાસેથી શીખે છે.
તેઓ બાળકપાસેથી લાડુ લે છે.
ઘરમાંથી દૂધ પીધું.
પંડિતોથી મુર્ખો નાસે છે.
ચોર પત્થરપરથી પડે છે.
કુવાઓમાંથી પાણી મીઠું નીકળે છે.
હાથમાંથી દીવા પડે છે.
પુસ્તકોમાંથી સત્ય જાણે છે.
રથમાંથી ચક્રો પડ્યાં.
તે આસનેથી દોડ્યો.
ઘરપાસેથી ચોર દોડ્યો.
છોકરાઓ પાસેથી વાન્દરાઓ ખજુર મેળવે છે.
પાણીમાંથી કમળો નીકળ્યા.
દીવાઓમાંથી પ્રકાશ નીકળ્યો.
વનમાંથી વાઘ દોડ્યો.
દૂધમાંથી ઘી થાય છે.
ગામથી શહેર દૂર છે.

## पंचवीसो पाढो.

१

तुज्झ फुल्लस्स वासं सुंघेमि.
वणत्तो अंबस्स फलं आणेएज्जिमि.
रामस्स भूसणं हं ण देक्खेमि.
सारो चोरो बम्हणाणं धणं ण चोरए.
मन्दिरस्स सेहराओ मोरो उड्डीअ.
नयरस्स बालाणं नरिन्दो हरिसेण लड्डुए देइ.
सव्वेसिं घोडाणं पल्लाणं न होइ.
हं तंबस्स पत्तं देक्खीअ.
अम्हाणं घराणं अंगणं सुन्देरं होइ.
अरिट्ठस्स फलेहिँ वत्थं धोवेन्ते.
ठिण्णं घयं मम हत्था पडीअ.
णमो अरिहंताणं.
णमो सिद्धाणं.
णमो आयरियाणं.
णमो उवज्झायाणं.
मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं.
वद्धमाणस्स भावत्तो एक्कोवि नमुक्कारो णरं तारेइ.
जो आयारं न पालेइ. सो तत्तं न जाणेइ.
सव्वाण रहाण चक्काइँ भमन्ति.

दीवाणं पयासो तत्थ न पडीअ.
सावया सया सामाइयं करेन्ति.
बम्हणा सया ण्हाणं करेइरे.
अम्हाणं कोट्ठाराओ धणं णेइ चोरो.
सव्वस्स समुद्दस्स पाणियं खारं,कुवस्स उ मिट्टं होएज्जाइ.
समुद्दस्स पाणियं कयावि मिट्टं होइ ?
लोगस्स उज्जोयगरे सव्वे जिणे वन्दिमो.
निंबस्स पत्ताइँ कडुआइं अत्थि.
अरिट्ठस्स फलाइं छुंदइ छोयरो.
सारो माणसो आयारं ण छोडइ.
रमणस्स मोरो तडफ्फडइ.
तिलाणं सारं तेल्लं.
झुट्टस्स झगडस्स फलं सारं होइ न.

२

અમે લીંબડાના પાંદડાં ગણીએ છીએ.
અમે રાજાઓના કોઠારમાંથી ધન ન લીધું.
આચાર્યના હાથમાંથી શિષ્યે પુસ્તક લીધું.
ઉપાધ્યાયોને નમસ્કાર હો.
હું શ્રાવકોના ધર્મ જાણું છું.
મીઠા પાણીનો ઘડો અહીં ફૂટ્યો.
તું બ્રાહ્મણોનો આચાર શીખે છે.

શરીરનું ભૂષણ શું ? સારો આચાર.

હાથનું ભૂષણ શું ? દાન.

વનનું ભૂષણ શું ? ફૂલ.

તે ચડ્યો, અને રથોના ચક્રો ભમ્યા.

ઘરના દીવા પ્રકાશ કરે છે.

મોરનું પીછું સુંદર છે.

શાહેરના બાળકો ભણે છે.

પત્થરોનું ઘર પડતું નથી.

જે દેવોનો પણ દેવ છે, તે મહાવીરને વંદુ છું.

આપણા દેશના માણસો આપણા દેશનું ધન બચાવે છે.

ફળોના રસથી શરીરનું સારૂં તત્ત્વ વધે છે.

પાણીના ખારનું મીઠું થાય છે.

લીંબડાના ફળો કડવા હોય છે, અને આંબાના મીઠા હોય છે.

પંડિતોનું મ્હોં ગમે છે, અને મૂર્ખાઓનું મ્હોં ગમતું નથી.

થોડા ઝગડામાંથી ઘણો ઝગડો થાય છે.

ભમરો તડફડ્યો.

અમે તલ ખાઇએછીએ.

લીંબડાના ફળોમાંથી તેલ નીકળે છે.

ધનથી ધન વધે છે.

## छव्वीसो पाढो.

१

पत्थरे तेल्लं थालो चोप्पडइ.
अज्जिणणे भोयणं वीसं.
मम हत्थे पुत्थयाणि अत्थि.
वग्घो वणे चरइ.
सव्वसिं वच्छे पत्ताइं अत्थि.
बालो वणम्मि बव्बुलस्स वच्छत्तो गुंदं उक्खुडेइ.
मम खोले बालो सुवेइ.
तस्स कण्ठम्मि भूसणाइ अत्थि.
दीवे तेल्लं न अत्थि, तिले तेल्लं होइ.
पुरिसा मत्थये वत्थं विण्टेइरे.
सव्वेसु रुक्खेसु मोरा रहेन्ते.
पुत्थयेसु णाणं होइ.
सिद्धा लोगस्स मत्थये वसन्ति.
सव्वेसुं णयरेसुं जंताइं अन्नं न दलन्ति.
घरे घरे गच्छन्ति भिक्खुआ.
सव्वम्मि जले मिट्ठं न होइ.
सव्वहिं अंबे मिट्ठाइं फलाइँ न होएज्जेइरे.
दिणे दिणे वड्ढेइरे माणसा.
हे देव ! अम्हे पावं न करिमु.

हे रामो ! तुं किं करेसि ?
हे तित्थयरा ! तुम्हे अम्हाणं धम्मं कहित्था.
हे सीसा ! तुम्हे पाढं सुट्ठु जाणेज्जा, भणेज्जेह य.
हे समुद्दा ! तुं मिट्टं जलं किं न देएज्जए ?
हे समुद्दस्स जल ! तुं किं खारं होइ ?
एगो हं संसारे नत्थि मे कोवि.
गोह्रमाणं लोट्टस्स रोट्टगेसुं घयं चोप्पडीअ.
मगरो समुद्दे रहइ, ण्हाइ, तरेइ य.
तलायम्मि पाणियं खुट्टइ.
एगम्मि कच्चोले दुद्धं, एगस्सिं य घयं होइ.
मम हत्थस्सुवरि कच्छरो पडीअ.
तुज्झ पाये कच्चो लग्गीअ.

२

હું ઘડામાં થોડું પાણી જોઉં છું.
અમે રોજ ઘરમાં સુઇએ છીએ.
મંદિરોમાં ઘીના દીવા બળે છે.
રામ દેવના રથ ઉપર ચડે છે ?
આંબાના ફળ માટે રાજા રથવડે ઘેરથી
વનમાં જાય છે.
ઘોડાઓ શહેરના માર્ગોમાં દોડે છે.

હે પુરુષો ! તમે ધર્મ કેમ સાંભળતા નથી ?
હે પુત્રો ! તમે શું જમો છો ?
હે મૂર્ખાઓ ! તમે રુવો છો કે હસો છો ?
હે બાળક ! તું લાડુ ખાય છે, કે ઘી ખાય છે ?
હે પાપો ! તમે મને કેમ છોડતા નથી ?
હે વન ! તેં ફળો કેમ ન આપ્યાં ?
હે કમળ ! તું કેમ શોભતું નથી ?
ઘરમાં બાળકો આનંદ કરે છે.
તારા માથા ઉપર ફૂલ શોભે છે.
તારી આંખોમાંથી પાણી કેમ પડે છે ?
તેઓ હાથમાં હાથ મેળવે છે.
હું તે વનમાં આંબા જોઉં છું.
હે પુત્રો ! તે રાજા તીર્થંકરોને ફૂલોથી પૂજે છે.
હે નરેન્દ્ર ! તે બ્રાહ્મણ રામના વનમાંથી દેવ માટે
હાથ વડે સુંદર ફૂલો શહેરમાં લઈ જાય છે.
મેં કચોળામાં તેલ ભર્યું અને હવે હાથે ચોપડું છું.
વનમાં વાઘથી છોકરાઓ બીએ છે.
રોટલો અને દૂધ ખાઉં છું.

# सत्तावीसो पाढो.

## અકારાન્ત નામો [ ચાલુ. ]

## વિભક્તિના પ્રત્યયો.

### નર જાતિ.

| | એક વચન. | બહુ વચન. |
|---|---|---|
| ૫ મી. | त्तो, उ, ओ, हि, हिन्तो, ०. | त्तो, उ, ओ, हि, हिन्तो, सुन्तो. |
| ૬ ઠી. | स्स. | ण, णं, ( सिं ). |
| ૭ મી. | ए, म्मि, (स्सि, हिं, त्थ.) | सु, सुं. |
| સંબોધન. | ओ, ०, ×. | ०. |

### નાન્યતર જાતિ.

| | | |
|---|---|---|
| ૫ મી.<br>૬ ઠી.<br>૭ મી. | નર જાતિ પ્રમાણે જ. | |
| સંબોધન. | × | इ, इँ, णि. |

૧. પાંચમીના—

त्तो શિવાયના—

अ. એકવચનના પ્રત્યયો લાગતાં પૂર્વનો સ્વર નિત્ય દીર્ઘ થાય છે. અને—

आ. બહુવચનના વ્યંજનાદિ પ્રત્યયોમાં વિકલ્પે अ નો ए થાય છે.

[ પાઠ ૨૩ માનો ૨ જો નિયમ જુઓ. ]

૨. પ્રાકૃત ભાષામાં જોડાક્ષરની પૂર્વનો સ્વર હ્રસ્વજ થાય છે, માટે त्तो પ્રત્યય પર છતાં હ્રસ્વ થાય છે, ને હ્રસ્વ રહે છે.

૩. સાતમી વિભક્તિનો य પ્રત્યય સર્વનામને લાગતો નથી.
[ પાઠ ૨૩ વીશમાંનો ૫ મો નિયમ જુઓ ]
૪ પ્રાકૃતમાં બે સ્વરો પાસે પાસે આવે તો ઘણી વખત પહેલો સ્વર ઉડી જાય છે. न+अत्थि=नत्थि

## નર જાતિ નામ

अरिहन्त [त.]=અર્હુત પ્રભુ
अरिट्ठ [त ]=અરીઠાનુ ઝાડ
अंब [त ]=આંબાનુ ઝાડ
आयार [त ]=આચાર.
आहार [त ]=ખોરાક.
उवज्झाय [त ]=ઉપાધ્યાય
कच्छ [त ]=કાચ
कच्चोल [त ]=કચોળું, વાટકો
कच्छर [त ]=કચરો, કાદવ.
कण्ठ [स.]=ગળુ
काग [त ]=કાગડો
किरण [स ]=કિરણ
कुच [त]=કુવો
कोइल [त]=કોયલ.
कोट्ठाआर [त ]=કોઠાર
कोह [त ]=ક્રોધ.
खज्जुर [त.]=ખજૂર
खोल [दे ]=ખોળો.
गुद [दे.]=ગુદર
गोहूम [त ]=ઘઉં.
ठग [त.]=ઠગ
छोयर [दे ]=છોકરો.
झाड [दे ] ઝાડ.
झगड [दे ]=ઝગડો, તોફાન.
तल [स ]=તળીયું.
तिल [स ]=તલ.
दव [स ]=દાવાનલ
नमोक्कार [त ]=નમસ્કાર
निम्ब [स.]=લીબડાનુ ઝાડ
पडिउत्तर [त ]=જવાબ.
पण्डिय [त ]=પંડિત, વિદ્વાન
पत्थर [त.]=પથરો
पयास [त ]=પ્રકાશ.
पाढ [त.]=પાઠ.
बक्कर [त ]=બકરો
वब्बुल [त ]=બાવળનું ઝાડ
भाव [स ]=મનનો ભાવ.
भिक्खुअ [त ]=ભિક્ષુક.
मगर [त]=મઘર.
रोट्टग [दे ]=રોટલો
मग्ग [त ]=માર્ગ.
माणस [त ]=મનુષ્ય.
रक्खस [त ]=રાક્ષસ.

रुक्ख [त.]=ઝાડ.
लाभ [स.]=ફાયદો.
लोग [त.]=૧ લોક ૨ જગત્.
लोट्ट [दे.]=લોટ.
वग्घ [त.]=વાઘ.
वच्छ [त.]=ઝાડ, વૃક્ષ.
वद्धमाण[त]=વર્ધમાનસ્વામી.
वाणर [त.]=વાંદરો.
वास [स.]=૧.સુગંધ,૨.રહેઠાણ.
विणास [त.]=વિનાશ, નાશ.
सप्प [त]=સાપ.
समीव [त]=સામે.
समुद्द [त]=સમુદ્ર.
संसार [स]=સંસાર, દુનિયાદારી.
सावय [त.]=શ્રાવક.
सिद्धत्थ [त]=સિદ્ધાર્થનામના રાજા.
हरिस [त]= હર્ષ.

## નાન્યતર જાતિ નામ.

अंगण [त.]=આંગણું.
कज्ज [त.]=કામ.
कम्बल [स.]=કાંબળી.
कारण [त.]=કારણ.
घय [त.]=ઘી.
ण्हाण [त.]=સ્નાન.
तंब [त]=તાંબું.
तलाव [दे.]=તળાવ.
तेल्ल [त.]=તેલ.
दुद्ध [त]=દૂધ.
धन्न [त.]= ધાન્ય, અનાજ.
पलाण [त.]=પલાણ.
पाव [त.]=પાપ. ખોટું કાર્ય.
पिच्छ [स.]=પીંછું.
पुण्ण [त.]=પુણ્ય, સત્કાર્ય.
भोयण [त.]=ભોજન.
मंगल [त.]=મંગળ, કલ્યાણ.
मिट्ठ [त.]=મીઠું.
वयण [त.]=૧ વચન. ૨ મ્હોં.
वीस [त.]=ઝેર.
सेहर [त.]=શિખર.
हियय [त.]=હૃદય.

## સર્વનામ.

तुज्झ [त.]=તારૂં.

## વિશેષણ.

अजिण्ण [त.]=અજીર્ણ.
असुह [त.]=અશુભ.
उज्जोयगर[त.]=પ્રકાશ કરનાર.
कडुअ [त.]=કડવું.
खार [त.]=ખારૂં.
झुट्ठ [दि.]=જુઠું.
धवल [त.]=ધોળું.
झिण्ण [त.]=ક્ષીણ.
दूर [म.] દૂર, છેટે.
पढम [त.]=પહેલું.
रत्त [त.]=રાતું.
सुन्देर [त.]=સુંદર, સરસ.

## અવ્યયો.

उ [त.]=તો.
कहं [त]=કેમ ?
जया [त.]=જ્યારે.
णमो [त.]=નમસ્કાર.
तत्तो [त.]=તેથી, તે પછી.
कया [त.]=ક્યારે.
मिच्छा [त.]=મિથ્યા. નકામું.
वा [त.]=કે. અથવા.
वि. अवि. [त.]=પણ.

## ધાતુઓ.

उक्खुड [त.]=ઉખેડવું.
उब्भ् [त.]=ઉભારહેવું.
कुद् [त.]=કૂદવું.
खुट्ट [त.]=ખૂટવું.
गच्छ् [त.]=જવું.
चड् [त.]=ચડવું.
चोप्पड् [दि.]=ચોપડવું.
छिन्न् [त.]=કાપવું.
छुन्द् [दि.]=છુંદવું.
छोड् [दि.]=છોડવું.
उत्+ठा=उट्ठ [त.]=ઉઠવું.
ण्हा [त.]=નાવું.
आ+णे [त.]=આણવું, લાવવું
तडफ्फड् [दि.]=તડફડવું.
तार् [त.]=તારવું.
धोव [दि.]=ધોવું.
निक्कल् [त.]=નીકળવું.
पाल् [त.]=પાળવું.
पिक्क [त.]=પાકવું.
रह [दि.]=રહેવું.
उव+लक्ख् [त.]=ઓળખવું.
लग्ग् [त.]=લાગવું.
विण्ट् [दि.]=વીંટવું.
सुव् [त.]=સૂવું.

## અકારાન્ત નામના રૂપો.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| **देव.** | |
| देवो. | देवा. |
| देवं. | देवे, देवा. |
| देवेण, देवेणं. | देवेहि, देवेहिं, देवेहिँ. |
| देवाय, देवस्स. | देवाण, देवाणं |
| देवत्तो, देवाउ, देवाओ; | देवत्तो, देवाउ, देवाओ; |
| देवाहि, देवाहिन्तो; देवा. | देवाहि, देवेहि; देवाहिन्तो, देवेहिन्तो, देवासुन्तो, देवेसुन्तो. |
| देवस्स. | देवाण, देवाणं. |
| देवे, देवम्मि. | देवेसु, देवेसुं. |
| हे देवा ! हे देवो ! हे देव ! | हे देवा ! |
| **घर.** | |
| घरं. | घराइ, घराइँ, घराणि. |
| घरं. | घराइं, घराइँ, घराणि. |
| घरेण, घरेणं. | घरेहि, घरेहिं, घरेहिँ. |
| घरस्स, घराय. | घराण, घराणं. |
| घरत्तो, घराउ, घराओ; | घरत्तो, घराउ, घराओ; |

| | |
|---|---|
| घराहि, घराहिन्तो; घरा. | घराहि, घरेहि; |
| | घराहिन्तो, घरेहिन्तो; |
| | घरासुन्तो, घरेसुन्तो. |
| घरस्स. | घराण, घराणं. |
| घरे, घरम्मि. | घरेसु, घरेसुं. |
| हे घर ! | घराइं ! घराइँ ! घराणि ! |

## सव्व.

### नरजाति.

| | |
|---|---|
| सव्वो. | सव्वे. |
| सव्वं. | सव्वा, सव्वे. |
| सव्वेण, सव्वेणं. | सव्वेहि, सव्वेहिं, सव्वेहिँ. |
| सव्वस्स, सव्वाय. | सव्वेसिं; सव्वाण, सव्वाणं. |
| सव्वत्तो, सव्वाउ, सव्वाओ; | सव्वत्तो, सव्वाउ, सव्वाओ; |
| सव्वाहि, सव्वाहिन्तो, सव्वा. | सव्वाहि, सव्वेहि; |
| | सव्वाहिन्तो, सव्वेहिन्तो; |
| | सव्वासुन्तो, सव्वेसुन्तो; |
| सव्वस्स. | सव्वेसिं, सव्वाण, सव्वाणं. |
| सव्वम्मि, सव्वहिं, सव्वस्सिं, सव्वत्थ. | सव्वेसु, सव्वेसुं. |

## નાન્યતર જાતિ.

| | |
|---|---|
| सव्वं. | सव्वाइं, सव्वाइँ, सव्वाणि. |
| सव्वं. | सव्वाइं, सव्वाइँ, सव्वाणि. |
| सव्वेण, सव्वेणं. | सव्वेहि, सव्वेहिं, सव्वेहि॑. |
| सव्वस्स, सव्वाय; | सव्वेसिं, सव्वाण, सव्वाणं. |
| सव्वत्तो, सव्वाउ, सव्वाओ; | सव्वत्तो, सव्वाउ, सव्वाओ; |
| सव्वाहि, सव्वाहिन्तो, सव्वा. | सव्वाहि, सव्वेहि; |
| | सव्वाहिन्तो, सव्वेहिन्तो; |
| | सव्वासुन्तो, सव्वेसुन्तो; |
| सव्वस्स. | सव्वेसिं, सव्वाण, सव्वाणं. |
| सव्वम्मि, सव्वस्सिं, सव्वहिं, सव्वत्थ. | सव्वेसु, सव्वेसुं. |

### एग, एक्क.

#### નરજાતિ.

| | |
|---|---|
| एगो. एक्को. | एगे. एक्के. |
| एगं. एक्कं. | एगे, एगा. एक्के, एक्का. |
| एगेण, एगेणं. एक्केग. एक्केणं. | एगेहि, एगेहिं, एगेहि॑. |
| | एक्केहि, एक्केहिं, एक्केहि॑. |
| एगस्स, एगाय. एकस्स, एक्काय. | एगेसिं, एगाण, एगाणं. |
| | एक्केसिं, एक्काण, एक्काणं. |
| एगत्तो, एगाउ, एगाओ; | एगत्तो, एगाउ, एगाओ; |
| एगाहि, एगाहिन्तो, एगा. | एगाहि, एगेहि, |
| | एगाहिन्तो, एगेहिन्तो; |
| | एगासुन्तो, एगेसुन्तो. |

| | |
|---|---|
| एकत्तो, एकाउ, एकाओ; | एकत्तो, एकाउ, एकाओ, |
| एकाहि, एकाहिन्तो; | एकाहि, एकेहि; |
| एका. | एकाहिन्तो, एकेहिन्तो. |
| | एकासुन्तो, एकेसुन्तो. |
| एगस्स. एकस्स. | एगेसिं, एगाण, एगाणं. |
| | एकेसिं, एकाण, एकाणं. |
| एगत्थ, एगस्सिं, एगम्मि, एगहिं. | एगेसु, एगेसुं. |
| एकत्थ, एकस्सिं, एकम्मि, एकहिं. | एकेसु, एकेसुं. |
| हे एग ! एगो ! एगा ! | एगा ! |
| हे एक ! एको ! एका | एका ! |

नान्यतर जाति.

| | |
|---|---|
| एगं. एकं. | एगाइं एगाइँ, एगाणि. |
| | एकाइं, एकाइँ, एकाणि. |
| एगं. एक्कं. | एगाइं, एगाइँ, एगाणि. |
| | एक्काइं, एक्काइँ, एक्काणि |
| एगेण, एगेणं. एक्केण, एक्केणं. | एगेहि, एगेहिं; एगेहिँ. |
| | एक्केहि, एक्केहिं, एक्केहिँ |
| एगस्स, एगाय. एक्कस्स, एक्काय. | एगेसिं, एगेण, एगेणं. |
| | एक्केसिं, एक्काण, एक्काणं |
| एगत्तो, एगाउ, एगाओ; | एगत्तो, एगाउ, एगाओ; |
| एगाहि, एगाहिन्तो एगा. | एगाहि, एगेहिं; |
| | एगाहिन्तो, एगेहिन्तो; |
| | एगासुन्तो, एगेसुन्तो. |

| | |
|---|---|
| एक्कत्तो, एक्काउ, एक्काओ; | एक्कत्तो, एक्काउ, एक्काओ; |
| एक्काहि, एक्काहिन्तो, एक्का. | एक्काहि, एक्केहि, |
| | एक्काहिन्तो, एक्केहिन्तो; |
| | एक्कासुन्तो, एक्केसुन्तो. |
| एगस्स, एक्कस्स. | एगेसिं, एगाण, एगाणं. |
| | एक्केसिं, एक्काण एक्काणं. |
| एगत्थ, एगम्मि, एगस्सि, एगहिं. | एगेसु, एगेसुं. |
| एक्कत्थ, एक्कम्मि, एक्कसिं, एक्कहिं. | एक्केसु, एक्केसुं. |
| हे एगं ! | एगाइं ! एगाइँ ! एगाणि ! |
| हे एक्कं ! | एक्काइं ! एक्काइँ ! एक्काणि ! |

## थोव વિશેષણ.

### નર જાતિ.

| | | |
|---|---|---|
| १ લી. | थोवो. | थोवा. |
| २ જી. | थोवं. | थोवा, थोवे. |
| ३ જી. | थोवेण, थोवेणं. | थोवेहि, थोवेहिं, थोवेहिँ. |
| ४ थी. | थोवाय, थोवस्स. | थोवाण, थोवाणं. |
| ५ મી. | थोवत्तो, थोवाउ, थोवाओ; थोवाहि, थोवाहिन्तो, थोवा. | थोवत्तो, थोवाउ, थोवाओ, थोवाहि, थोवेहि; थोवाहिन्तो थोवेहिन्तो, थोवासुन्तो थोवेसुन्तो. |

| | |
|---|---|
| ૬ ઠી. थोवस्स. | थोवाण, थोयाणं. |
| ૭ મી. थोवे, थोवम्मि. | थोवेसु, थोवेसुं. |
| સંબોધન थोवो ! थोवा ! थोव ! | थोवा ! |

નાન્યતર જાતિ.

| | |
|---|---|
| ૧ લી. थोवं. | थोवाइं, थोवाइँ, थोवाणि. |
| ૨ જી. थोवं. | थोवाइं, थोवाइँ, थोवाणि. |
| ૩ જી. थोवेण, थोवेणं. | थोवेहि, थोवेहिं, थोवहिँ. |
| ૪ થી. थोवाय, थोवस्स. | थोवाण, थोवाणं. |
| ૫ મી. थोवत्तो, थोवाउ, थोवाओ; थोवाहि, थोवाहिन्तो, थोवा. | थोवत्तो, थोवाउ, थोवाओ, थोवाहि, थोवेहि, थोवाहिन्तो, थोवेहिन्तो, थोवासुन्तो, थोवेसुन्तो. |
| ૬ ઠી. थोवस्स. | थोवाण, थोवाणं. |
| ૭ મી. थोवे, थोवम्मि. | थोवेसु, थोवेसुं. |
| સંબોધન. हे थोव ! | थोवाइं ! थोवाइँ ! थोवाणि |

પ્રાકૃત વાક્યો.

राम ! तुं वणम्मि कहं वासं करेसि ?
रक्खसाणं विणासाय मम वासो होइ.
तित्थयरं महावीरं वद्धमाणं देवं तुं उवलक्खेसि ?
सिद्धत्थस्स नरिन्दस्स पुत्तं उवलक्खेमि.
मोरो उड्डेइ, पच्छा वाणरो कुद्देइ, रुक्खो य कम्पइ.
तुम्हे सावयाणं आयारं वोल्लीअ, अहुणा आयरियाणं आयारं वोल्लेइत्था ?

सारा णरा थोवा अत्थि, सव्वे वि णरा सारा नत्थि.

समुद्दस्स जलाओ तावेण मिट्ठं पिक्केइ.

तुम्हे केणं कारणेणं बहुसो पाढं भणेह ?

एगंम्मि कुवम्मि सव्वेसिं जणाणं घडे जलेण
मणीलालो भरए.

अहं सव्वं सुणेमि. तुं सुवेसि.

नेत्तेणं काणं काणं कहं न कहसि ?

तस्स हिययम्मि कोहो जाएइ, तत्तो न कहेमि.

छिन्नइ असुहं कम्मं.

समुद्दम्मि एगत्थ ठाणे पाणीयं वट्टए, एक्कस्सिं ठाणम्मि
दवो वट्टेज्जा.

सव्वासुन्तो आहाराहिन्तो बुहा दुद्धस्स आहारं
उत्तमं गणीअ.

देवदासो मोरं भमाडेइ. मोरो नच्चइ. नमो णाणस्स.
तस्स मुहस्स भरिमो. रेहेसु मग्गे जाएइ.
वालो चोरेण बीहइ. कुंवे पाणीयं निकलेइ.

## ગુજરાતી વાક્યો.

અમે શું કરીએ છીએ, તે તમે ઝટ ન કહ્યું.

હું ઉભો રહ્યો, ત્યારે તે ઉઠયો; અને હું ઉઠયો ત્યારે તો તે સુઇ ગયો. પછી મેં એક ચોર જોયો. તે દોડયો અને ઘરની

પાછળ ગયો. હું ત્યાં ગયો, ત્યારે તે જલદી ત્યાંથી નીકળ્યો, દોડયો, કુવાની સામે ગયો અને તેમાં પડયો.

એક હતો બ્રાહ્મણ, તે લીંબડાના ઝાડ નીચે ઉભો હતો. તેની સામે એક બકરો ઝાડના પાંદડાં ચરતો હતો, મેં પૂછ્યું. "તે બકરો તારો છે?" તેણે કહ્યું, "ના મારો નથી. કોઈકનો છે."

મેહ વરસ્યો છે, ધાન્ય પાક્યું છે. ધાન્ય પણ ધન છે.

એક હાથે કામ સારી રીતે થતું નથી.

તુ ખારૂં પાણી પીએ છે, ને મીઠું કેમ પીતો નથી?

તમારા ગામનો રાજા લોકોની રક્ષા કરે છે?

જે ફૂળ પડયું, તે મેં જોયું.

ભમરો કમળમાંથી વાસ સુંઘે છે.

કાગડા કરતાં કોયલનો કંઠ મીઠો કેમ હોય છે?

ધોળો ઉંટ અને રાતો ઘોડો માર્ગમાં દોડયા.

મેં જે જે પાપ કર્યું, તે પુણ્યથી મિથ્યા થયું.

તું કોની સાથે જીનના મંદિરમાં ગયો?

જ્યારે અમે સમુદ્રમાં પડયા, ત્યારે ચંદ્રનો
પ્રકાશ ન હોતો.

કારણ વિના કાર્ય થતું નથી.

કોઇ પણ કાર્યનું કાંઇ પણ કારણ હોય જ છે.

## अट्ठावीसो पाढो.

१

ताय ! एसा गंगा ? पुत्त ! एसा गंगा.
ताय ! एसा कोइला ? पुत्त ! एसा कोइला.
हे माआ ! मम्हं लड्डुअं देहिसि ?
बालाउ पाढसालं जाहिन्ते ?
बालाओ पाढसालं जाह्निन्ति.
अज्ज सव्वा दिसा हरिसेज्जा.
हं मालाउ देक्खेमि.
तुं पंडाघाओ उड्डाविहिसे.
अम्हे माउसिआ वन्देज्जा.
मम पसंसं हं न सुणिस्सं.

२

तुम्हे छुरिआअ साकं समारिहित्था.
अम्हे डोलाए हिंडोलीअ.
सक्कराइ सह दुद्धं पीवेइ.
सिंघो दाढाहि तोडइ.
नावाहिं समुद्दं तरेन्ति जणा.
दुव्वाहिं कन्नाओ नरिन्दं वड्डावेहिरे.
इट्टाअ मट्टिअं आणेस्सं.
पडिमाइ सारा सिला णीहरीअ.
नणंदाए वत्थं देइ.
मालाणं पुप्फाइं ढण्ढोलामि.
माउसिआणं साडिआओ देएज्जेन्ते.

# अउणतीसो पाढो.

१

सेज्जत्तो राम भारिआ सिआ उट्ठेइ.
मालाअ फुल्लं पडइ.
माआइ सक्करं लहेइ.
अम्हे सहाए उट्ठासी.
नावाओ पाणीअं निक्कलइ.
कन्नाहिन्तो कहं सुणीअ.
वीसाउ बालाहिन्तो वीणं सुणिस्सं.
सव्वाहिन्तो दिसासुन्तो पभा पसरइ.
तीसत्तो सेज्जाओ उट्ठाही णरा.
साराउ भाउजायासुन्तो पडायं सिक्खिहिमि.
अज्ज कक्कडिआअ सार्क खाज्जस्सामि.
कल्ले बालाणं परिक्खा होज्जहिए.
वुहुक्खाए दुक्खं बहु.
तिसलाइ माआए पुत्तो सिरिवद्धमाणो होज्जाहिए.
कोइलाणं सद्दं सव्वे सुणेइरे.
धवलाए चन्दिआअ पयासो आणंदं देइ.

२

बालो गड्डाए पडीअ ? नावाइ पडीअ, गड्डाअ न.
वासवदत्ते ! हलिद्दाए मिट्ठं होइ ? सरला ! हलद्दाअ मिट्ठं नत्थि.

निसासु सिंघो तराए धावइ.
सिरिवीरस्स आणासु सद्दहामो.
छरिआणं धारासुं थोवं पाणीयं अत्थि.
बाला ! तुम्हे सिक्खं सुणेह.
माउसिआओ ! इट्ट किं न जाही ?
ओ माआउ ! तुम्हाणं आसिसं इच्छामो.
हे माअरा ! संपयाओ इच्छामो.
वीसाए सह वीसाइ चालीसा होइ.
वीसाइ सह तीसाअ पन्नासा होइ.
चउवीसं जिणाणं वन्दामि.

## ती सो पा ढो.

અમે શ્રી વીરની પ્રતિમાને વંદન કરીએછીએ.
ગંગા સમુદ્રને મળે છે.
જાણે દિશાઓ ચંદ્રિકા વડે હસે છે.
સરલા ! તારી છરીની ધાર ખરી પડશે.
અમે કાલે કોયલડીઓ શોધી શું.

આજે કન્યામાટે સાડીઓ આપીશું.
માશીઓ પથારીઓમાં સૂશે.
તમે ખાડામાં ક્યારે માટી ઓગાળશો?
સાકરથી માટી જુદી છે.
માની શીખામણમાં હું શ્રદ્ધા રાખીશ.

હે કન્યાઓ! સમુદ્રના પાણીમાંથી મીઠું ક્યારે કરશો!
વાસવદત્તા ઉપર સરલા ખીજે છે.

તેં કાકડી ખાધી? ના. મેં સાકર ખાધી.
નણંદની પ્રશંસા હું કાલે સાંભળીશ.
તેઓ ઈંટો ઉપર ઈંટો ગોઠવે છે.
તું હોડી ઉપર ચડે છે.
સરલા સાડીથી શોભે છે.
તે મારી પ્રશંસાથી ડરશે.
તેઓ પ્રતિમાઓને ફૂલોથી પૂજશે.
હોડીમાંથી ચોરને છોડશે.

તેઓ શીખામણમાંથી ચૂકશે, તો ખાડામાં પડશે.

બાળાઓ! હિંડોળા ઉપરથી પડશો.
તેને મારી ડાઢમાં રાખીશ.
હે માસી! મારી મા ક્યાં ગઇ?
હે બાલા! તારી મા મન્દિરે ગઇ?

# एगंतीसो पाढो.

## આકારાન્ત નારી જાતિ નામો,

અને

## ભવિષ્ય કાળ.

### પ્રત્યયો—

આકારાન્ત નારી જાતિના,

| | એક વચન. | બહુ વચન. |
|---|---|---|
| ૧ લી० | ०. | ०, उ, ओ. |
| ૨ જી० | म्. | ०, उ, ओ. |
| ૩ જી० | अ, इ, ए. | हि, हिं, हिँ. |
| ૪ થી० | अ, इ, ए. | ण, णं. (सिं) |
| ૫ મી० | अ,इ,ए,त्तो,उ,ओ,हिन्तो. | त्तो,उ,ओ,हिन्तो,सुन्तो. |
| ૬ ઠ્ઠી० | अं, इं, ए. | णं, णं. (सिं) |
| ૭ મી० | अ, इ, ए. | सु, सुं. |
| સંબોધન | ०. | ०, उ, ओ. |

ભવિષ્ય કાળના,

| | | |
|---|---|---|
| ૧લો પુ० | स्सं, स्सामि, हामि, हिमि, ज्जं, ज्जा. | स्सामो, हामो, हिमो, स्सामु, हामु, हिमु, स्साम, हाम, हिम, हिस्सा, हित्था, ज्ज, ज्जा. |
| ૨જો પુ० | हिसि, हिसे, ज्ज, ज्जा. | हित्था, हिए, ज्ज, ज्जा. |
| ૩જો પુ० | हिइ, हिए, ज्ज, ज्जा. | हिन्ति,हिन्ते,हिरे,ज्ज,ज्जा. |

આકારાન્ત નારી જાતિને લગતા નિયમો :—

१. અકારાન્ત સર્વનામ, વિશેષણ, અને સંખ્યાવાચક નામોને પણ સામાન્ય રીતે આ લગાડવાથી નારીજાતિ અંગ બને છે. અને તે આવન્ત નારી જાતિ કહેવાય છે.

૨. આવન્ત નારી જાતિ નામને સંબોધનમાં વિકલ્પે આ નો ए થાય છે.

૩. બીજી વિભક્તિનો म् પ્રત્યય લાગતાં નારીજાતિમાં સ્વર હ્રસ્વ થાય છે.

૪. त्ति પ્રત્યય લાગતાં આ નો ए થાય છે.

ભવિષ્યકાળને લગતા નિયમો :—

१. ભવિષ્ય કાળના પ્રત્યયો લાગતાં ધાતુના અન્ત્ય अ નો इ અને ए થાય છે.

૨. સ્વરાન્ત ધાતુઓને ज्ज, ज्जा શિવાયના પ્રત્યયો લાગતાં દરેક પ્રત્યયોની પૂર્વે ज्ज, ज्जा પ્રત્યયો વિકલ્પે ઉમેરાઇ વધારે પ્રત્યયો બને છે. (પૃ૦ ૧૪ નો.૧, ૨ અને પૃ૦ ૨૦ નો ૧, ૨. નિયમ જુઓ.)

અક્ષર પરિવર્તનના નિયમો:—

[ આપણી ગુજરાતી ભાષામાં ઘણા સંસ્કૃત શબ્દો વપરાય છે. તેના પ્રાકૃત શબ્દો બનાવવાના જો કે ઘણા બારીક નિયમો છે. તો પણ કેટલાક સામાન્ય નિયમો અહીં આપીએ છીએ. ]

१. अ. સ્વરથી પર હોય— } એવા વ્યંજનોમાંના—
आ. પદની શરૂઆતમાં ન હોય—
इ. અને જોડાયેલા ન હોય—

(१.) क्, ग्; च्, ज्; त्, द्; प्; य्, व्; ઉડી જાય છે.

## આકારાન્ત નારી જાતિને લગતા નિયમો :—

૧. અકારાન્ત સર્વનામ, વિશેષણ, અને સંખ્યાવાચક નામોને પણ સામાન્ય રીતે आ લગાડવાથી નારીજાતિ અંગ બને છે. અને તે आ વન્ત નારી જાતિ કહેવાય છે.

૨. आ વન્ત નારી જાતિ નામને સંબોધનમાં વિકલ્પે आ નો ए થાય છે.

૩. બીજી વિભક્તિનો म् પ્રત્યય લાગતાં નારીજાતિમાં સ્વર હ્રસ્વ થાય છે.

૪. त्ति પ્રત્યય લાગતાં आ નો ए થાય છે.

## ભવિષ્યકાળને લગતા નિયમો :—

૧. ભવિષ્ય કાળના પ્રત્યયો લાગતાં ધાતુના અન્ત્ય अ નો इ અને ए થાય છે.

૨. સ્વરાન્ત ધાતુઓને ज्ज, ज्जा શિવાયના પ્રત્યયો લાગતાં દરેક પ્રત્યયોની પૂર્વે ज्ज, ज्जा પ્રત્યયો વિકલ્પે ઉમેરાઇ વધારે પ્રત્યયો બને છે. (પૃ૦ ૧૪ નો.૧, ૨. અને પૃ૦ ૨૦ નો ૧, ૨. નિયમ જુઓ.)

## અક્ષર પરિવર્તનના નિયમો:—

[ આપણી ગુજરાતી ભાષામાં ઘણા સંસ્કૃત શબ્દો:વપરાય છે. તેના પ્રાકૃત શબ્દો બનાવવાના જો કે ઘણા બારીક નિયમો છે. તો પણ કેટલાક સામાન્ય નિયમો અહીં આપીએ છીએ. ]

૧. अ. સ્વરથી પર હોય—<br>आ. પદની શરૂઆતમાં ન હોય—<br>इ. અને જોડાયેલા ન હોય— } એવા વ્યંજનોમાંના—

(૧.) क्, ग्; च्, ज्; त्, द्; प्; य्, व्; ઉડી જાય છે.

*तीसा [त.]=ત્રીશ.
दाढा [त.]=ડાઢ.
*दिसा [त.]=દિશા. दिश.
दुज्झा [त.]=ધો.
धारा [त.]=ધાર.
*नणंदा [त.]=નણંદ.
*नावा [त.]=નાવ, હોડી.
निसा [त.]=નિશા, રાત્રિ. निशा.
*पन्नासा [त०]=પચાસ.
पडाया [त.]=પતાકા, ધજા, પડાઈ पताका
पडिमा [त.]=પ્રતિમા
पत्तिआ [त.]=પત્રિકા,કાગળ.
परिक्खा [त.]=પરીક્ષા.
पससा [त.]=પ્રશંસા प्रशंसा.
पाढसाला [त.]=પાઠશાળા पाठशाला.
बाला [स.]=બાળિકા.
बुहुक्खा [त.]=ભૂખ.
भज्जा / भारिया [त.]=ભાર્યા.
भाउजाया [त.]=ભાભી.
मट्टिआ [त.]=માટી.
*माअरा [त.]=માતાજી.
*माआ [त.]=મા. माता.
*माउसिआ [त.]=માશી.
माला [स.]=માળા.
रम्भा [स.]=૧ રંભાનામ, ૨ કેળ.
वाडिआ [त.]=વાડી. वाटिका.
वासवदत्ता [स०]=વાસવદત્તા નામની સ્ત્રી.
वीणा [स०]=વીણા.
*वीसा [त.]=વીશ.
सक्करा [त.]=સાકર.
सरला [स०]=તે નામની સ્ત્રી
सहा [त.]=સભા. सभा.
सपया [त.]=સંપત્તિ. सपद्.
साडिआ [त.]=સાડી. शाटिका.
सिक्खा [त.]=શિક્ષા, શિખામણ.
सिला [त.]=પત્થર. शिला.
सीआ [त.]=સીતા. सीता.
सुहा [त.]=૧ ચુનો, ૨ અમૃત. सुधा.
सोहा [त.]=શોભા. शोभा.
हलद्दा / हलिद्दा [त.]=હળદર.

## નામો.

जम्म न२० [त.] જન્મ.
ताय न२० [त.] તાત, પિતા. तात.
दुह, दुक्ख ना०५० [त.] દુઃખ. दुःख.
देविन्द न२० [त.] તે નામનો માણસ.
नाम ना०५० [त.] નામ.
सवण ना०५०[त] સાંભળવું તે.
साक ना०५० [त] શાક.
सिंघ न२० [त.] સિંહ.
सुबोह न२० [त.] સારોબોધ. सुबोध.

## નારીજાતિ સર્વનામ.

इमा [त.] આ.
एगा, एका [त] એક.
एता [त.] આ. [૧લી૦ એ૦ एसा.]
का [त] કઇ.
जा [त.] જે.
ता, णा [त.] તે. [૧ લી૦ એ૦ વ૦ सा. णा.]
मम મારૂં.

## વિશેષણ.

केत्तिल [त.] કેટલું.
जेत्तिल [त.] જેટલું.
तेत्तिल [त.] તેટલું.
धवल [त.] ધોળું.
{ तिक्ख [त.] તીખું.
{ तिण्ह [त.] તિક્ષ્ણ.અણીદાર
बहु [त.] ઘણું.

## અવ્યયો.

## ધાતુઓ.

उड्डाव् [त] ઉડાડવું.
उलंघ् [त.] ઓળંગવું.
कड्ढ् [त.] કાઢવું.
तोड् [त.] તોડવું.
पडाव् [त.] પડાવવું.
पसर् [त.] પ્રસરવું, ફેલાવું
लह् [त.] મેળવવું, લેવું.
वड्ढाव् [त.] વધાવવું.
सद्दहा [त] શ્રદ્ધા રાખવી
हिंडोल् [त.] હીંચકવું.
हिल् [त.] હલવું.

સૂચના--શબ્દોમાના અક્ષરોના પરિવર્તન તરફ ધ્યાન ખેચી શિક્ષકે નિયમો બનાવતા શિખવવું.

---

## નારી જાતિ નામના રૂપો.

### આવન્ત આકારાન્ત શબ્દ.

### माला.

| | |
|---|---|
| १ माला. | माला, मालाउ, मालाओ. |
| २ मालं. | माला, मालाउ, मालाओ. |
| ३ मालाअ, मालाइ, मालाए. | मालाहि, मालाहिं, मालाहिँ. |
| ४ मालाअ, मालाइ, मालाए. | मालाण, मालाणं. |
| ५ मालाअ, मालाइ, मालाए, मालत्तो, मालाउ, मालाओ, मालाहिन्तो. | मालत्तो, मालाउ, मालाओ, मालाहिन्तो, मालासुन्तो. |
| ६ मालाअ, मालाइ, मालाए. | मालाण, मालाणं. |
| ७ मालाअ, मालाइ, मालाए. | मालासु, मालासुं. |
| सं. माले ! माला ! | माला ! मालाउ ! मालाओ ! |

સૂચના—નારી જાતિના વિશેષ રૂપો. ૮૯, ને ૯૦, મા પૃષ્ઠ ઉપર જુઓ.

# ભવિષ્યકાળના રૂપો.

## વ્યંજનાન્ત ધાતુ–

### हस्.

| | એકવચન. | બહુવચન. |
| --- | --- | --- |
| ૧ લો પુ૦ | हसिस्सं, हसेस्सं; | हसिस्सामो, हसेस्सामो, |
| | हसिस्सामि, हसेस्सामि; | हसिहामो, हसेहामो; |
| | हसिहामि, हसेहामि; | हसिहिमो, हसेहिमो; |
| | हसिहिमि, हसेहिमि; | हसिस्सामु, हसेस्सामु; |
| | हसिज्ज, हसेज्ज; | हसिहामु, हसेहामु; |
| | हसिज्जा, हसेज्जा. | हसिहिमु, हसेहिमु; |
| | | हसिस्साम, हसेस्साम; |
| | | हसिहाम, हसेहाम; |
| | | हसिहिम, हसेहिम; |
| | | हसिहिस्सा, हसेहिस्सा; |
| | | हसिहित्था, हसेहित्था. |
| | | हसिज्ज, हसेज्ज. |
| | | हसिज्जा, हसेज्जा. |
| ૨ જો પુ૦ | हसिहिसि, हसेहिसि; | हसिहित्था, हसेहित्था; |
| | हसिहिसे, हसेहिसे; | हसिहिह, हसेहिह; |
| | हसिज्ज, हसेज्ज; | हसिज्ज, हसेज्ज; |
| | हसिज्जा, हसेज्जा. | हसिज्जा, हसेज्जा. |
| ૩ જો પુ૦ | हसिहिइ, हसेहिइ; | हसिहिन्ति, हसेहिन्ति. |
| | हसिहिए, हसेहिए; | हसिहिन्ते, हसेहिन्ते; |
| | हसिज्ज, हसेज्ज; | हसिहिरे, हसेहिरे; |
| | हसिज्जा, हसेज्जा. | हसिज्ज, हसेज्ज; |
| | | हसिज्जा, हसेज्जा. |

સૂચના:—ભવિષ્યકાળના ખાસ રૂપો માટે ૯૨ મા પૃષ્ઠ ઉપર ધ્યાન આપો.

## સ્વરાન્ત
## ગા.

એકવચન.

૧ લો

| | | | |
|---|---|---|---|
| गास्सं | गाइस्सं | गाज्जस्सं | गाज्जास्सं |
| | गाएस्सं | गाइज्जस्सं | गाइज्जास्सं |
| | | गाएज्जस्सं | गाएज्जास्सं |
| | | गाज्जिस्सं | |
| | | गाइज्जिस्सं | |
| | | गाएज्जिस्सं | |
| | | गाज्जेस्सं | |
| | | गाइज्जेस्सं | |
| | | गाएज्जेस्सं | |
| गास्सामि | गाइस्सामि | गाज्जस्सामि | गाज्जास्सामि |
| | गाएस्सामि | गाइज्जस्सामि | गाइज्जास्सामि |
| | | गाएज्जस्सामि | गाएज्जास्सामि |
| | | गाज्जिस्सामि | |
| | | गाइज्जिस्सामि | |
| | | गाएज्जिस्सामि | |
| | | गाज्जेस्सामि | |
| | | गाइज्जेस्सामि | |
| | | गाएज्जेस्सामि | |

ધાતુ.

બહુવચન.

પુરૂષ.

| | | | |
|---|---|---|---|
| गास्सामो | गाइस्सामो | गाज्जस्सामो | गाज्जास्सामो |
| | गाएस्सामो | गाइज्जस्सामो | गाइज्जास्सामो |
| | | गाएज्जस्सामो | गाएज्जास्सामो |
| | | गाज्जिस्सामो | |
| | | गाइज्जिस्सामो | |
| | | गाएज्जिस्सामो | |
| | | गाज्जेस्सामो | |
| | | गाइज्जेस्सामो | |
| | | गाएज्जेस्सामो | |
| गाहामो | गाइहामो | गाज्जहामो | गाज्जाहामो |
| | गाएहामो | गाइज्जहामो | गाइज्जाहामो |
| | | गाएज्जहामो | गाएज्जाहामो |
| | | गाज्जिहामो | |
| | | गाइज्जिहामो | |
| | | गाएज्जिहामो | |
| | | गाज्जेहामो | |
| | | गाइज्जेहामो | |
| | | गाएज्जेहामो | |

| | | | |
|---|---|---|---|
| गाहामि | गाइहामि | गाज्जहामि | गाज्जाहामि |
| | गाएहामि | गाइज्जहामि | गाइज्जाहामि |
| | | गाएज्जहामि | गाएज्जाहामि |
| | | गाज्जिहामि | |
| | | गाइज्जिहामि | |
| | | गाएज्जिहामि | |
| | | गाज्जेहामि | |
| | | गाइज्जेहामि | |
| | | गाएज्जेहामि | |
| गाहिमि | गाइहिमि | गाज्जहिमि | गाज्जाहिमि |
| | गाएहिमि | गाइज्जहिमि | गाइज्जाहिमि |
| | | गाएज्जहिमि | गाएज्जाहिमि |
| | | गाज्जिहिमि | |
| | | गाइज्जिहिमि | |
| | | गाएज्जिहिमि | |
| | | गाज्जेहिमि | |
| | | गाइज्जेहिमि | |
| | | गाएज्जेहिमि | |
| गाज्ज | गाइज्ज | | गाज्जा |
| | गाएज्ज | | गाइज्जा |
| | | | गाएज्जा |

| | | | |
|---|---|---|---|
| गाहिमो | गाइहिमो | गाज्जहिमो | गाज्जाहिमो |
| | गाएहिमो | गाइज्जहिमो | गाइज्जाहिमो |
| | | गाएज्जहिमो | गाएज्जाहिमो |
| | | गाज्जिहिमो | |
| | | गाइज्जिहिमो | |
| | | गाएज्जिहिमो | |
| | | गाज्जेहिमो | |
| | | गाइज्जेहिमो | |
| | | गाएज्जेहिमो | |
| गास्सामु | गाइस्सामु | गाज्जस्सामु | गाज्जास्सामु |
| | गाएस्सामु | गाइज्जस्सामु | गाइज्जास्सामु |
| | | गाएज्जस्सामु | गाएज्जास्सामु |
| | | गाज्जिस्सामु | |
| | | गाइज्जिस्सामु | |
| | | गाएज्जिस्सामु | |
| | | गाज्जेस्सामु | |
| | | गाइज्जेस्सामु | |
| | | गाएज्जेस्सामु | |
| गाहामु | गाइहामु | गाज्जहामु | गाज्जाहामु |
| | गाएहामु | गाइज्जहामु | गाइज्जाहामु |
| | | गाएज्जहामु | गाएज्जाहामु |
| | | गाज्जिहामु | |

## આકારાન્ત શબ્દ.

### दिसा.

| | |
|---|---|
| १ दिसा. | दिसा, दिसाउ, दिसाओ. |
| २ दिसं. | दिसा, दिसाउ, दिसाओ. |
| ३ दिसाअ, दिसाइ, दिसाए. | दिसाहि, दिसाहिं, दिसाहिँ. |
| ४ दिसाअ, दिसाइ, दिसाए. | दिसाण, दिसाणं. |
| ५ दिसाअ, दिसाइ, दिसाए, दिसत्तो, दिसाउ, दिसाओ, दिसाहिन्तो. | दिसत्तो, दिसाउ, दिसाओ, दिसाहिन्तो, दिसासुन्तो. |
| ६ दिसाअ, दिसाइ, दिसाए. | दिसाण, दिसाणं, |
| ७ दिसाअ, दिसाइ, दिसाए. | दिसासु, दिसासुं. |
| सं. दिसा ! | दिसा ! दिसाउ ! दिसाओ ! |

## आवन्त સર્વનામ.

### सव्वा.

| | |
|---|---|
| १ सव्वा. | सव्वा, सव्वाउ, सव्वाओ. |
| २ सव्वं. | सव्वा, सव्वाउ, सव्वाओ. |
| ३ सव्वाअ, सव्वाइ, सव्वाए. | सव्वाहि, सव्वाहिं, सव्वाहिँ. |
| ४ सव्वाअ, सव्वाइ, सव्वाए. | सव्वाण, सव्वाणं, सव्वेसिं. |
| ५ सव्वाअ, सव्वाइ, सव्वाए, सव्वत्तो, सव्वाउ, सव्वाओ, सव्वाहिन्तो. | सव्वत्तो, सव्वाउ, सव्वाओ. सव्वाहिन्तो, सव्वासुन्तो. |
| ६ सव्वाअ, सव्वाइ, सव्वाए. | सव्वाण, सव्वाणं, सव्वेसिं. |
| ७ सव्वाअ, सव्वाइ, सव्वाए. | सव्वेसु, सव्वेसुं. |
| सं. सव्वे ! सव्वा ! | सव्वा ! सव्वाउ ! सव्वाओ ! |

| | | | |
|---|---|---|---|
| | | गाइञ्जिहामु | |
| | | गाएञ्जिहामु | |
| | | गाञ्जेहामु | |
| | | गाइञ्जेहामु | |
| | | गाएञ्जेहामु | |
| गाहिमु | गाइहिमु | गाञ्जहिमु | गाञ्जाहिमु |
| | गाएहिमु | गाइञ्जहिमु | गाइञ्जाहिमु |
| | | गाएञ्जाहिमु | गाएञ्जाहिमु |
| | | गाञ्जिहिमु | |
| | | गाइञ्जिहिमु | |
| | | गाएञ्जिहिमु | |
| | | गाञ्जेहिमु | |
| | | गाइञ्जेहिमु | |
| | | गाएञ्जेहिमु | |
| गास्साम | गाइस्साम | गाञ्जस्साम | गाञ्जास्साम |
| | गाएस्साम | गाइञ्जस्साम | गाइञ्जास्साम |
| | | गाएञ्जस्साम | गाएञ्जास्साम |
| | | गाञ्जिस्साम | |
| | | गाइञ्जिस्साम | |
| | | गाएञ्जिस्साम | |
| | | गाञ्जेस्साम | |
| | | गाइञ्जेस्साम | |

## एगा.

| | | |
|---|---|---|
| १ | एगा. | एगा, एगाउ, एगाओ. |
| २ | एगं. | एगा, एगाउ, एगाओ. |
| ३ | एगाअ, एगाइ, एगाए. | एगाहि, एगाहिं, एगाहिँ. |
| ४ | एगाअ, एगाइ, एगाए. | एगाण, एगाणं, एगेसिं. |
| ५ | एगाअ, एगाइ, एगाए, एगत्तो, एगाउ, एगाओ, एगाहिन्तो. | एगत्तो, एगाउ, एगाओ, एगाहिन्तो, एगासुन्तो. |
| ६ | एगाअ, एगाइ, एगाए. | एगाण, एगाणं, एगेसिं. |
| ७ | एगाअ, एगाइ, एगाए. | एगासु, एगासुं. |
| सं. | एगे ! एगा ! | एगा ! एगाउ ! एगाओ ! |

## थोवा.

| | | |
|---|---|---|
| १ | थोवा. | थोवा, थोवाउ, थोवाओ. |
| २ | थोवं. | थोवा, थोवाउ, थोवाओ. |
| ३ | थोवाअ, थोवाइ, थोवाए. | थोवाहि, थोवाहिं थोवाहिँ. |
| ४ | थोवाअ, थोवाइ, थोवाए. | थोवाण, थोवाणं. |
| ५ | थोवाअ, थोवाइ, थोवाए, थोवत्तो, थोवाउ, थोवाओ, थोवाहिन्तो. | थोवत्तो, थोवाउ, थोवाओ, थोवाहिन्तो, थोवासुन्तो. |
| ६ | थोवाअ, थोवाइ, थोवाए. | थोवाण, थोवाणं. |
| ७ | थोवाअ, थोवाइ, थोवाए. | थोवासु, थोवासुं. |
| सं. | थोवे ! थोवा ! | थोवा ! थोवाउ ! थोवाओ ! |

---

| | | | |
|---|---|---|---|
| गाहाम | गाइहाम | गाञ्जहाम | गाञ्जाहाम |
| | गाएहाम | गाइञ्जहाम | गाइञ्जाहाम |
| | | गाएञ्जहाम | गाएञ्जाहाम |
| | | गाञ्जिहाम | |
| | | गाइञ्जिहाम | |
| | | गाएञ्जिहाम | |
| | | गाञ्जेहाम | |
| | | गाइञ्जेहाम | |
| | | गाएञ्जेहाम | |
| गाहिम | गाइहिम | गाञ्जहिम | गाञ्जाहिम |
| | गाएहिम | गाइञ्जहिम | गाइञ्जाहिम |
| | | गाएञ्जहिम | गाएञ्जाहिम |
| | | गाञ्जिहिम | |
| | | गाइञ्जिहिम | |
| | | गाएञ्जिहिम | |
| | | गाञ्जेहिम | |
| | | गाइञ्जेहिम | |
| | | गाएञ्जेहिम | |
| गाहिस्सा | गाइहिस्सा | गाञ्जहिस्सा | गाञ्जाहिस्सा |
| | गाएहिस्सा | गाइञ्जहिस्सा | गाइञ्जाहिस्सा |
| | | गाएञ्जहिस्सा | गाएञ्जाहिस्सा |
| | | गाञ्जिहिस्सा | |

१ कर् करवुं ए धातुनुं भूतकाळ अने भविष्यकाळमां का रूप थाय छे.

२ भविष्यकाळमां कर अने दा धातुने पहेला पुरुष एकवचन- मां हं प्रत्यय वधारे लागे छे.

एकवचन.

१ ला पु० नुं रूप.

| | |
|---|---|
| काहं, | हुं करीश. |
| दाहं, | हुं आपीश. |

सूचनाः—बाकीना रूपो गा प्रमाणे समजवाना छे.

३ अ. नीचे लखेला धातुओनां बाजुमां बताव्या प्रमाणे शब्दो बनावीने पछी भविष्यकाळना रूपो दच्छ प्रमाणे करवा. परंतु हि प्रत्यय विकल्पे लगाडीने रूपो करवा.

| | | | | | |
|---|---|---|---|---|---|
| सुण | सांभळवुं | सोच्छ. | वच् | बोलवुं | वोच्छ. |
| गच्छ् | जवुं | गच्छ. | छिन्द् | कापवुं | छेच्छ. |
| रुव् | रोवुं | रोच्छ. | भिन्द् | जुदु करवुं | भेच्छ. |
| दरिस् | जोवुं | दच्छ. | भुञ् | खावुं, भोगववुं | भोच्छ. |
| मुक् | मुकवुं | मोच्छ. | | | |

आ. उपरना शब्दोना उपर प्रमाणे रूपो करीने पहेला पुरुष एकवचनमां मात्र अम् प्रत्यय लगाडीने एक रूप वधारे करवुं.

जेम के:—

१ लो० पु० एकवचन.:—

सोच्छं. सोच्छिस्सं, सोच्छेस्सं; सोच्छिस्सामि, सोच्छेस्सामि; सोच्छिहामि, सोच्छेहामि; सोच्छिहिमि, सोच्छेहिमि सोच्छिमि, सोच्छेमि; सोच्छिज्ज, सोच्छेज्ज; सोच्छिज्जा, सोच्छेज्जा.

सूचनाः—आ धातुओना पण रूपो बनी शके तो विद्यार्थिए बराबर बनावीने तैयार करवां.

बीजो

| | | | |
|---|---|---|---|
| गाहिसि | गाइहिसि | गाज्जहिसि | गाज्जाहिसि |
| | गाएहिसि | गाइज्जहिसि | गाइज्जाहिसि |

| | | | |
|---|---|---|---|
| | | गाइञ्जिहिस्सा | |
| | | गाएञ्जिहिस्सा | |
| | | गाञ्जेहिस्सा | |
| | | गाइञ्जेहिस्सा | |
| | | गाएञ्जेहिस्सा | |
| गाहित्था | गाइहित्था | गाञ्जहित्था | गाञ्जाहित्था |
| | गाएहित्था | गाइञ्जहित्था | गाइञ्जाहित्था |
| | | गाएञ्जहित्था | गाएञ्जाहित्था |
| | | गाञ्जिहित्था | |
| | | गाइञ्जिहित्था | |
| | | गाएञ्जिहित्था | |
| | | गाञ्जेहित्था | |
| | | गाइञ्जेहित्था | |
| | | गाएञ्जेहित्था | |
| गाञ्ज | गाइञ्ज | | गाञ्जा |
| | गाएञ्ज | | गाइञ्जा |
| | | | गाएञ्जा |

---

पुरुष.

| | | | |
|---|---|---|---|
| गाहित्था | गाइहित्था | गाञ्जहित्था | गाञ्जाहित्था |
| | गाएहित्था | गाइञ्जहित्था | गाइञ्जाहित्था |

| | | | |
|---|---|---|---|
| | | गाएज्जहिसि | गाएज्जाहिसि |
| | | गाज्जिहिसि | |
| | | गाइज्जिहिसि | |
| | | गाएज्जिहिसि | |
| | | गाज्जेहिसि | |
| | | गाइज्जेहिसि | |
| | | गाएज्जेहिसि | |
| गाहिसे | गाइहिसे | गाज्जहिसे | गाज्जाहिसे |
| | गाएहिसे | गाइज्जहिसे | गाइज्जाहिसे |
| | | गाएज्जहिसे | गाएज्जाहिसे |
| | | गाज्जिहिसे | |
| | | गाइज्जिहिसे | |
| | | गाएज्जिहिसे | |
| | | गाज्जेहिसे | |
| | | गाइज्जेहिसे | |
| | | गाएज्जेहिसे | |
| गाज्ज | गाइज्ज | | गाज्जा |
| | गाएज्ज | | गाइज्जा |
| | | | गाएज्जा |

---

ત્રીજો

| | | | |
|---|---|---|---|
| गाहिइ | गाइहिइ | गाज्जहिइ | गाज्जाहिइ |
| | गाएहिइ | गाइज्जहिइ | गाइज्जाहिइ |
| | | गाएज्जहिइ | गाएज्जाहिइ |

| | | | |
|---|---|---|---|
| | | गाएज्जहित्था | गाएज्जाहित्था |
| | | गाज्जिहित्था | |
| | | गाइज्जिहित्था | |
| | | गाएज्जिहित्था | |
| | | गाज्जेहित्था | |
| | | गाइज्जेहित्था | |
| | | गाएज्जेहित्था | |
| गाहिह | गाइहिह | गाज्जहिह | गाज्जाहिह |
| | गाएहिह | गाइज्जहिह | गाइज्जाहिह |
| | | गाएज्जहिह | गाएज्जाहिह |
| | | गाज्जिहिह | |
| | | गाइज्जिहिह | |
| | | गाएज्जिहिह | |
| | | गाज्जेहिह | |
| | | गाइज्जेहिह | |
| | | गाएज्जेहिह | |
| गाज्ज | गाइज्जा | | गाज्जा |
| | गाएज्जा | | गाइज्जा |
| | | | गाएज्जा |

पुरुष.

| | | | |
|---|---|---|---|
| गाहिन्ति | गाइहिन्ति | गाज्जहिन्ति | गाज्जाहिन्ति |
| | गाएहिन्ति | गाइज्जहिन्ति | गाइज्जाहिन्ति |
| | | गाएज्जहिन्ति | गाएज्जाहिन्ति |

| | | | |
|---|---|---|---|
| | | गाज्जिहिइ | |
| | | गाइज्जिहिइ | |
| | | गाएज्जिहिइ | |
| | | गाज्जेहिइ | |
| | | गाइज्जेहिइ | |
| | | गाएज्जेहिइ | |
| गाहिए | गाइहिए | गाज्जहिए | गाज्जाहिए |
| | गाएहिए | गाइज्जहिए | गाइज्जाहिए |
| | | गाएज्जहिए | गाएज्जाहिए |
| | | गाज्जिहिए | |
| | | गाइज्जिहिए | |
| | | गाएज्जिहिए | |
| | | गाज्जेहिए | |
| | | गाइज्जेहिए | |
| | | गाएज्जेहिए | |
| गाज्ज | गाइज्ज | | गाज्जा |
| | गाएज्ज | | गाइज्जा |
| | | | गाएज्जा |

સૂચનાઃ—નિયમો લગાડવાથી જો કે રૂપો ઉપર પ્રમાણે થાય છે. તો પણ તેમાના કેટલાક વપરાશમાં આવતા નથી.

| | | | |
|---|---|---|---|
| | | गाज्जिहिन्ति | |
| | | गाइज्जिहिन्ति | |
| | | गाएज्जिहिन्ति | |
| | | गाज्जेहिन्ति | |
| | | गाएज्जेहिन्ति | |
| | | गाएज्जेहिन्ति | |
| गाहिन्ते | गाइहिन्ते | गाज्जहिन्ते | गाज्जाहिन्ते |
| | गाएहिन्ते | गाइज्जहिन्ते | गाइज्जाहिन्ते |
| | | गाएज्जहिन्ते | गाएज्जाहिन्ते |
| | | गाज्जिहिन्ते | |
| | | गाइज्जिहिन्ते | |
| | | गाएज्जिहिन्ते | |
| | | गाज्जेहिन्ते | |
| | | गाइज्जेहिन्ते | |
| | | गाएज्जेहिन्ते | |
| गाहिरे | गाइहिरे | गाज्जहिरे | गाज्जाहिर |
| | गाएहिर | गाइज्जहिरे | गाइज्जाहिर |
| | | गाएज्जहिरे | गाएज्जाहिरे |
| | | गाज्जिहिर | |
| | | गाइज्जिहिरे | |
| | | गाएज्जिहिरे | |
| | | गाज्जेहिरे [ પાછળ જુઓ ] | |

गाइज्जेहिरे
गाएज्जेहिरे

| | | |
|---|---|---|
| गाज्ज | गाइज्ज | गाज्जा |
| | गाएज्ज | गाइज्जा |
| | | गाएज्जा |

### પ્રાકૃત વાક્યો.

सीआ रामं सुमरेइ, रामो य सीअं,

डोलाए इं मम वीणं मेल्लीअ, अहुणा तत्थ नत्थि, कहिं होइज्जिहिइ ?

इमाओ वाला सिक्खाउ सोच्छिहिन्ते.

हे निसे ! चन्दिआए सह चन्दं कहिं देक्खीअ ?

हे नरिन्दो ! हे तिसले ! अम्हे दुव्वाहिं
चड्डाविहिस्सामो.

सव्वेसिं दिसाणं सोहं दच्छिहित्था.

सव्वाण छुरिआणं धाराउ तिण्हाओ होज्जहिरे.

वीसाहिन्तो गड्डासुन्तो इहा कावीअ.

अम्हाणं नावाओ समुद्दं तरीअ

### ગુજરાતી વાક્યો.

પાઠશાળાઓ સર્વ પ્રજાઓના પોષણ માટે થશે ?

વાસવદત્તા જ્યારે વીણા સાથે ગાશે, ત્યારે દિશાઓ પણ સ્થિર થઇ જશે.

સરલા માટે રંભા દૂર્વા લાવે છે, અને રંભા માટે દેવેન્દ્રની ભાર્યા હળદર અને સાકર લાવે છે.

મા અને માશી માતાજીના મંદિરમાં ગયા, ત્યાંથી પાઠશાળાઓમાં જશે.

બ્રાહ્મણ સભામાં કથાઓ કહે છે.

વાટિકામાં શશિકલા કોકિલાનું મધુર ગાન સાંભળશે.

મઠની સમીપે કુપમાંથી ગોદાવરી, યશોધરા અને ગજસારા અરઘટ્ટના ઘડા વડે પાણી કાઢે છે.

અમે જમીએ છીએ, અમે જમ્યા અને અમે જમીશું.

અમે નિદ્રા લઇએ છીએ, અમે નિદ્રા લીધી અને તમે નિદ્રા લેશો.

સૂચના:—શબ્દ પરિવર્ત્તનના નિયમો લગાડી વાક્યો કરવા, અને છેલ્લા બે વાક્યો જેટલા થાય તેટલા તમામ રૂપો કરીને કરાવવાં.

## दुतीसो पाढो

१

रत्तो मणी मे दिट्ठो.
घणा मुणओ झाडस्स हेट्ठं सुत्ता.
हं विण्हुं णमिउण जोगी नमीअ.
छोयरो घरस्स बाहिर वाउणा उंचेइ.
केसरिं सिंघं लहिउं कन्तिणा सह संती गिरी चडेहिइ.
जोगी तत्तं बुज्झा विट्ठ मुणिणो कहाओ कहेइरे.
सत्तू पारक्केरं मच्चुमिच्छइ.
मसुवरि पाणियस्स बिन्दूइँ पडिआइं.
विज्जुणा अग्गिणाव्व अमवो सव्वे वणस्सउ वलिआ.
मे महु चक्खिअं, साउं होही.
अमुं दहिं साउ सुगन्धि य अत्थि.
वेरीहिं एत्थ रसो मुक्किओ होइ.
इच्छामि हे मुणउ! वन्दिउं.
जो नराणं पई होइहिइ, सो निवई होएहिइ.
किसराए भगवो होन्ते.
अज्ज अम्हो कारवेछस्स सागेण सह
किसरं खाइहिस्सामो.
जे गया, ते भिक्खवो होएहिन्ते, ण भिक्खारओ.

मे तुज्झ चक्खओ उग्घाडिआ.
तेसिमेगो अक्खिणा काणो अत्थि.
चक्खूहिं देक्खन्ति मणुस्सा.
अमूणो तरू जन्तूहिं फलेहिं सोहन्ते.
तुज्झ चक्खूणि चोक्खाइं होएज्जेइरे.
पहिलो मोरो णच्चिउणुट्ठिओ.
वाहीहिं थक्किआ म्हो.
जंबू सामी अयोज्झाए विहरइ.

૨

સારથિ ઉંઘે છે. વીજળી પડે છે.
તરુઓ વાયુવડે કંપે છે.
અગ્નિવડે વનસ્પતિઓ બળે છે.
શાંતિ જમીને ઉઠ્યો, પછી કાંતિ જમવા બેઠો છે.
અમે યોગિઓ સાથે પર્વતો જોવા ગયા.
હે સાધુઓ ! અમે વંદન કરીએ છીએ.
તમે મધ પીશો ? ના, અમે જાંબુઓ ખાઇશું.
ભિક્ષુઓ સાથે ભિખારીઓ મગ લઇને ગયા.
સરલા પતિ સાથે મંદિર તરફ જશે.
અમે તંતુઓવડે દોરડાઓ કરીશું.
મારી ચક્ષુઓ ચંદ્રના પ્રકાશવડે હર્ષ પામે છે.
હાથી દોડીને તળાવમાં પડ્યો.

હું ખીચડીમાં ઘી મેળવીને જમ્યો, ને દૂધ પીધું.
અગ્નિવડે સર્વ બળે છે. વાયુવડે સર્વ ઉડે છે.
અગ્નિએ ઘર બાળ્યું હોય, તોપણ તેના વિના ચાલતું નથી.

## તે ત્રી સો પા ઠો.

१

मच्चुत्तो बीहेमि, ता परमेट्ठिणो सुहं लहेमि.

भाणूओ अग्गीउ व्व पयासो पसरइ.

तुज्झ चक्खुणो आसू पडन्ता दिट्ठा.

सव्वण्णूहिन्तो हरिसन्तेण हिययेण धम्मो सुणेयव्वो.

तुज्झ बहूसुन्तो सत्तूहिन्तो धाविउणं हं एत्थ आगओ म्हि.

कईहिन्तो सत्थं जाणणीयं.

भाणुत्तो ससी रमणीयो होइ.

तुज्झ बाहूउ मम बाहू धवलो होइ.

हरिसमाणेण हिययेण सया दाणं देज्जं.

नमो लोए सव्व-साहूणं.

सेट्ठिणो पुत्तो हत्थित्तो नासेइ.

खत्तिस्स बालो धणुओ बाणं उत्तारेइ.

एसो बालो दहिम्मि सक्करं मेलविउण पिवीअ.

बीए दिणे मन्तिणा तहेच कज्जं कयं.

मम सामीहिन्तो आगओ सारही.

कहंसु कालिदासो महाकई.

इसिस्स सिसो भाणुस्स पयासं वन्दइ.

पडमाणस्स भिक्खुणो खणखणन्तं पत्तं पडिअं.

हे सामी ! जहा वाही मम, तहा अकज्जं कज्जं पीडेइ.

हसमाणा सरला जंबूणं रसं हसमाणं पेमिलं देइ.

हे ! इसउ ! तओ हं इओ तओ भमन्तो इह आगओ.

तओ सिरिकन्ताए समं सुहं माणन्तस्स गच्छन्ति दिणा

“ रे रे दयालु ! वरधणू ! निवइ ! कहिं गओ बंभदत्तो ?” त्ति भणन्तेहिं सुभडेहिं हं पुच्छिओ.

महाभागा ! इसिणो ! दयालवो मुणी ! कहिं मग्गे हिंडियव्वं ?

हे कइ ! किंवि नत्थि तुम्हं कहणीयं ?

हे सयंभओ ! जोगउ !, हे दयालओ ! साहूणो !, हे दीग्घाअउ ! निवओ, हे सव्वण्णू ! पहू ! मम तुम्हाणं सरणं.

२

કવિઓ પાસેથી કવિતા, સાધુઓ પાસેથી શાસ્ત્ર અને ઋષિઓ પાસેથી ધર્મ સાંભળીશું.

મણિ, અગ્નિ અને ભાનુમાંથી પ્રકાશ પ્રસરે છે.

સ્વયંભૂ પ્રભુ ઋષિઓથી સર્વજ્ઞ છે.

આ તરુ ઉપરથી ફણિધર ઉતર્યો.

ભિખારીથી ભિક્ષુ ઉત્તમ છે, મુનિથી પણ ઋષિ દયાળુ છે.

પ્રેમિલા પતિ પાસે દોડતી દોડતી આવી, અને સરલા કવિ પાસેથી રોતી રોતી ચાલી ગઇ.

શત્રુઓના માણસો મારી આંખમાં ઝેરનાં બિંદુઓ પાડે છે.

આજે સૂર્યનો પ્રકાશ ઘણો નથી.

સાંભળવા યોગ્ય કથાઓ સાંભળવાને શાંતિ હસતો હસતો ઉઠીને કાંતિને આસને બેઠો.

અમે મગમાં દહિં ભેળવતા નથી, પણ દહિમાં સાકર ભેળવીએ છીએ.

સર્વ મણિઓમાં આ મણિ રમણીય છે.

હે વાયુ! હે અગ્નિ! હે ભાનુ! હે મૃત્યુ! હે સ્વયંભૂ પરમેષ્ઠિ! હે દયાળુ ઋષિયો! હે દીર્ઘાયુષી સાધુઓ! હે મુનિઓ! હે યોગિઓ! હે લજ્જાળુ રાજાઓ! હે કવિઓ! હે સારા શેઠો! તમે સર્વે જન્તુઓના શરણ થાઓ.

# चउतीसो पाढो.

## ઇકારાન્ત અને ઉકારાન્ત નામો.

ઇકારાન્ત અને ઉકારાન્ત નરજાતિ તથા નાન્યતર જાતિ નામોને લાગતા પ્રત્યયો.

### નર જાતિ

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લી | ०. | अउ, अओ, णो, ०. [अवो.] |
| ૨ જી | म्. | णो, ०. |
| ૩ જી | णा. | हि, हिं, हिँ. |
| ૪ થી | णो, स्स. | ण, णं. |
| ૫ મી | त्तो, णो, ओ, उ, हिन्तो. | त्तो, ओ, उ, हिन्तो, सुन्तो. |
| ૬ ઠ્ઠી | णो, स्स. | ण, णं. |
| ૭ મી | म्मि. | सु, सुं. |
| સંબોધન | ०, × | अउ, अओ, णो, ०. [अवो.] |

### નાન્યતર જાતિ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લી, ૨ જી | म्. | इं, इँ, णि. |
| સંબોધન | × | इं, इँ, णि. |

બાકીની વિભક્તિઓના પ્રત્યયો ઉપર પ્રમાણે છે.

નિયમો:—

૧ अवो પ્રત્યય उकारान्त નામોને જ વિકલ્પે લાગે છે.

૨ णो પ્રત્યય પર છતાં अ શિવાય સ્વર દીર્ઘ થતોજ નથી.

૩ * આવા નિશાનીવાળા શબ્દોના પહેલી તથા બીજીના એકવચન અને દ્વિવચનના રૂપો થતા નથી.

૪ દીર્ઘ ઈકારાન્ત અને ઊકારાન્ત નર જાતિના કેટલાક, અને નાન્યતર જાતિના બધા–નામોનો અન્ત્ય સ્વર હ્રસ્વ થાય છે. અર્થાત્ હ્રસ્વ ઇકારાન્ત ઉકારાન્ત નામો બને છે.

જેમકેઃ— अग्गणी = अग्गणि નર૦ નાન્ય૦
सयंभू = सयंभु નર૦ નાન્ય૦

પરંતુ— सुलच्छी નર૦ માં સારી લક્ષ્મીવાળો.
सुलच्छि નાન્ય૦ માં સારી લક્ષ્મીવાળું.

## કૃદન્તો.

હેત્વર્થક કૃદન્ત, અવ્યય રૂપ સંબંધક ભૂત કૃદન્ત, વર્તમાન કૃદન્ત અને યોગ્યાર્થક (વિધ્યર્થક) કૃદન્ત.

૧. કોઈપણ ક્રિયા કરવાનો હેતુ જણાવવા માટે જે કૃદન્ત વપરાય છે, તે હેત્વર્થક કૃદન્ત કહેવાય છે. આ કૃદન્ત અવ્યય તરીકે વપરાય છે.

૨. અ. એક ક્રિયા કરીને પછી તુરત જ બીજી ક્રિયા કરવાની હોય છે, એવો સંબંધ બતાવવાને જે કૃદન્ત વપરાય છે તે સંબંધક કૃદન્ત કહેવાય છે.

આ. આ કૃદન્ત ભૂતકાળ સૂચવે છે. માટે ભૂત કૃદન્ત પણ કહેવાય છે.

ઇ. અને તે પણ અવ્યય તરીકે વપરાય છે. "માટે અવ્યયરૂપ સંબંધક ભૂત કૃદન્ત" આવું નામ ધારણ કરે છે.

૩. અ. ભૂતકાળના અર્થમાં જે કૃદન્ત વપરાય છે, તે ભૂત કૃદન્ત કહેવાય છે.

આ. આ ભૂત કૃદન્ત છે, અને તે વિશેષણ નામ તરીકે વપરાય છે.

इ. ભૂત કૃદન્ત-કર્તરિ, કર્મણિ અને ભાવે એ ત્રણેય પ્રયોગમાં વપરાય છે. તેથી તે કર્તરિ ભૂત કૃદન્ત કર્મણિ અને ભાવે ભૂતકૃદન્ત પણ કહેવાય છે.

૪. અ. વર્તમાન કાળના અર્થમાં જે કૃદન્તો વપરાય છે, તે વર્તમાન કૃદન્ત કહેવાય છે.

આ. વર્તમાન કૃદન્તો પણ વિશેષણ નામ તરીકે વપરાય છે.

૫. અ. "[અમુક ક્રિયા કરવા] યોગ્ય" "અને [અમુક ક્રિયા કરવી] જોઇએ" એવા અર્થમાં જે કૃદન્તો વપરાય છે. તે યોગ્યાર્થ (કે વિધ્યર્થક) કૃદન્તો કહેવાય છે.

આ. આ કૃદન્તો પણ વિશેષણ નામ તરીકે વપરાય છે.

इ. આ કૃદન્તો કર્તરિ, કર્મણિ અને ભાવે પ્રયોગમાં વપરાય છે.

પ્રત્યયો.

૧ હેત્વર્થક કૃદન્તના— तुं, उं.

૨ અવ્યય રૂપ સંબંધક ભૂત કૃદન્તના— त्वा; तुं, उं; अ; तूण, तूणं; तुआण, तुआणं; ऊण, ऊणं; उआण, उआणं.

૩ ભૂત કૃદન્તના— अ, य.

૪ વર્તમાન કૃદન્તના—

નરજાતિ અને નાન્યતર જાતિમાં न्त, माण.

નારી જાતિમાં ई, न्ता, न्ती; माणा, माणी.

યોગ્યાર્થક કૃદન્તના— १ य, ज्ज.

२ अव्व.

३ अणिज्ज, अणीय.

નિયમો.

१. કૃદન્તના પ્રત્યયો લગાડતાં પહેલાં સામાન્ય રીતે વ્યંજનાન્ત ધાતુને अ લગાડવામાં આવે છે.

२. હેત્વાર્થ કૃદન્તનો પ્રત્યય, સંબંધક ભૂત કૃદન્તના પ્રત્યયો અને अव्व પ્રત્યય પર છતાં अ નો इ અને ए થાય છે.

३. ભૂત કૃદન્તનો પ્રત્યય પર છતાં પૂર્વના अ નો इ થાય છે.

४. વર્તમાન કૃદન્તના પ્રત્યયો પર છતાં પૂર્વના अ નો ए વિકલ્પે થાય છે.

સૂચના:—કૃદન્તોનો ભાષામાં ઘણો ઉપયોગ હોવાથી જો કે અત્રે આપવામાં આવ્યા છે. પરંતુ સંસ્કૃત ઉપરથી त्वा तु तव्य, य, પ્રત્યય વિગેરે લાગીને થએલા કૃદન્તોમાં અક્ષરોના ઘણા ફેરફારો થાય છે. તે પછીના પાઠોમાં સમજાશે. તોપણ એવા ફેરફારો ન સમજાય છતા ઉપયોગમાં લેવા કેટલાક કૃદન્તો કોષમાં આપવા ઉચિત ગણ્યા છે.

કૃદન્તના રૂપો.

१ હેત્વર્થ:— हसिउं, हसेउं, घेत्तुं.

२ સંબંધક:— हसित्ता, हसेत्ता, सोचा, बुज्झा.

हसितुं, हसेतुं; हसिउं, हसेउं.

हसिअ, हसेअ.

हसितूण, हसितूणं; हसेतूण, हसेतूणं.
हसिऊण, हसिऊणं; हसेऊण, हसेऊणं.
हसितुआण, हसितुआणं; हसेतुआण, हसेतुआणं
हसिउआण, हसिउआणं; हसेउआण, हसेउआणं.

ભૂત કૃદન્તઃ— हसिओ, हसिआ, हसिअं.
गओ, गयो; गआ, गया; गअं, गयं;
छुड्डो, डड्डो, मुक्को, सुक्को, सुत्तो, पत्तो. } વિગેરે.

વર્તમાન કૃદન્તઃ—

अ. નરજાતિ— हसन्तो, हसेन्तो; हसमाणो, हसेमाणो.

आ. નાન્યતરજાતિ— हसन्तं, हसेन्तं; हसमाणं, हसेमाणं.

इ. નારીજાતિ— हसई, हसेई.
हसन्ती हसेन्ती; हसन्ता, हसेन्ता.
हसमाणा, हसेमाणा, हसमाणी, हसेमाणी

યોગ્યાર્થકઃ—

१ हस्सो, हस्सं, हस्सा. कज्जं, देज्जं, किच्चं, વગેરે.

२ हसिअव्वो, हसेअव्वो; हसिअव्वं, हसेअव्वं; हसिअव्वा, हसेअव्वा.

३ हसणिज्जो, हसणीओ; हसणिज्जं, हसणीअं; हसणिज्जा, हसणीआ.

સૂચનાઃ १ અકારાન્ત કૃદન્તના નરજાતિના રૂપો દેવ જેવા,
२ ,, ,, નાન્યજાતિના રૂપો ઘર જેવા,
३ આકારાન્ત ,, નારીજાતિના રૂપો માળા જેવા,
४ ઈકારાન્ત ,, નારીજાતિના રૂપો વાહિણી જેવા થાય છે.

## अडचत्तालीसो पाढो.

तुम्भे ममं कओ जाणह ?
तुम्भेहिं बहुकालं तवो पालिओ.
अम्मो ! वासणं देहि.
एस तुज्झं न सुणइ.
तुमं सि मे भाया, तुमं पसमाणस्स मे सिणेहो वड्ढइ.
देवलोगे वि णे पीई आसी[†].
तम्मि मे सिणेहो. तुमए वि अप्पणो पुत्तो दिट्ठो.
जो तुज्झ पिओ, सो मज्झं पि.

तइ, ते, तुहं, तुमे, तु, तुम्ह, तुव, तुम, तुमो, तुमाइ, इ, ए।
दे, दि, तहा विम्हरिअं किं इमं पल्लल-जले ण्हाणं ॥
णे, णं, मि, अम्मि, अम्ह, म, मम्ह, अहं, मं, ममं, मिमं भणह।
अम्हे, अम्हो, णे, अम्ह, मयण-फलेहिं जइ कज्जं ? ॥

इअ पउमावई-देवीइ पूआए मालिणीउ जम्पन्ति।
तीहिं दोहिं दुगुणिआ वेहिं च सहीहि अन्नोन्नं॥
एए एअम्मि चेव कज्जे उवउज्जन्ति[†].
जलं दिज्जइ. निवेसह.
मे माआ सोअग्गिणा डज्झइ.
कुसलस्स पसंगो न विरुज्झइ.

न एत्थ वाहि-दोसो दीसइ.

अत्थो महंतेण जत्तेण संपाविज्जइ.

किं वा कीरउ ? तारिसो चेव सद्दो सुव्वए.

सो कहं वंचिज्जिहि ? सुरो इव दिप्पइ.

वत्थाणं धोवणत्थं खारो उवउज्जइ[1].

किं गम्मइ ?

जं कीरइ, तं भण्णए कम्मं.

सुअ-देवीए पसाएण आउस्स फलं चिम्मइ.

जा सुअ-देवआ न थुणिज्जइ, ता न नाणं चिव्वए.

चिव्वइ अह न चिणिज्जइ, जिव्वइ अहवा जिणिज्जए नावि।
सुव्वए अह न सुणिज्जइ, हुव्वइ न हुणिज्जए अहवा॥
थुव्वइ अह न थुणिज्जइ, पुव्वइ णाइं पुणिज्जए अहवा।
लुव्वइ अह न लुणिज्जइ, धुव्वइ न धुणिज्जए अहवा॥
खम्मइ अह न खणिज्जइ, हम्मइ नो वा हणिज्जए जेण।
सव्वंपि तस्स सहलं सुअदेवि-विइण्ण-पुण्णस्स॥

वण-महिसी-दुद्धेण कुमरो वड्ढाविज्जइ.

सो पोण खेल्लाविज्जइ. किं इमे मिगा वाहिज्जन्ते ?

मोक्ख-सुहं निरुवमं वुच्चइ. रामेण रावणो हम्मइ.

जण्हुणा पुहवी खम्मइ.

हं रावणेण हीरामि.

अम्हेहिं कज्जाणि आढप्पन्ते, तुम्हेहिं भोयणं आरंभीअइ.

# अ उ ण प च्चा सो पा ठो.

## अम्ह् तुम्ह् અને સહ્ય ભેદ

૧ આ પાઠમાં अम्ह् અને तुम्ह् ના વિશેષ રૂપો આપવામાં આવ્યા છે, તે ખાસ કરીને મોઢે જ કરવા પડશે. તેને માટે નિયમો નથી તોપણ સરળતા ખાતર સરખેસરખા ખાસ રૂપોના વિભાગો એવી રીતે પાડીને બતાવેલ છે, કે જેથી કરી કાંઈક સમજણ સાથે મોઢે કરવામાં સરળતા થશે

૨ अ अम्ह् માં – अ, म અને ण મૂળ અંગ સાથે જુદા જુદા પ્રત્યયો લાગીને રૂપો થયેલા જણાશે તેમજ તે મૂળ અંગનેજ इ, म्ह, म, ह्, ज्झ, લાગીને બીજા મૂળ અંગો થયા પછી પણ પ્રત્યયો લાગેલા જણાશે

आ तुम्हमां – त, तु, उ, મૂળ અંગ ઉપરથી જુદા જુદા પ્રત્યયો લાગીને રૂપો થયેલા જણાશે, તેમ જ તે મૂળ અંગોને જ इ, व, म, ह, ब्भ, ज्झ, म्ह, य्ह, વિગેરે લાગીને બીજા અંગો થયા પછી પણ પ્રત્યયો લાગીને રૂપો થયેલા જણાશે

इ તે શિવાય બન્નેના કેટલાક જુદાજ રૂપો પણ છે:–णे, चो, मे, दि વિગેરે

## સહ્ય ભેદ.

[ સમજુતી—આજ સુધી-મૂળ ભેદના તેમજ પ્રેરક ભેદના ક્રિયાપદોના કર્તરિ રૂપો આપવામા આવ્યા છે આ પાઠમા કર્મણિ રૂપો અને ભાવે રૂપો વિષે સમજવાનું.

કર્મણિ રૂપો અને ભાવે રૂપોને ગૂજરાતી વ્યાકરણોમાં સહ્યભેદ કહેલ છે.

કર્તરિ-પ્રયોગમાં ક્રિયાપદ સાથે કર્તાપદ મુખ્ય સંબંધ ધરાવતું હોય છે, તેથી કર્તાપદને નામાર્થે પહેલી વિભક્તિ લગાડાય છે. અને કર્મપદને બીજી વિભક્તિ લગાડાય છે. પરંતુ કર્મણિ પ્રયોગમાં-સકર્મક ક્રિયાપદ સાથે કર્મપદનો સંબંધ હોય છે, એટલે કર્તાપદ ત્રીજી વિભક્તિમાં અને કર્મપદ નામાર્થે પહેલી વિભક્તિમાં વપરાય છે.

તેજ રીતે—

ભાવે પ્રયોગમાં પણ અકર્મક ક્રિયાપદ માત્ર ક્રિયા જ મુખ્યપણે સૂચવતું હોય છે, તેથી કર્તાપદ ત્રીજી વિભક્તિમાં વપરાય છે. કર્મ તેમાં હોતું જ નથી.

કેટલાક ક્રિયાપદોને બે કર્મ હોય છે. ત્યારે કર્મણિપ્રયોગમાં તેમાંનું કેટલાકમાં ગૌણ અને કેટલાકમાં મુખ્ય કર્મપદ, પહેલીમા અને બાકીનું બીજીમાં વપરાય છે.

પ્રેરક ભેદના કર્મણિ પ્રયોગમા તથા કર્તરિ પ્રયોગમાં પણ કેટલાક ક્રિયાપદોનો મૂળ કર્તા. કર્મ તરીકે વિકલ્પે થાય છે, ને કેટ-લાકનો નિત્ય થાય છે, તેથી કોઇ વખત મૂળ કર્તા પહેલી વિભક્તિમાં અને કોઇ વખત બીજી વિભક્તિમાં જણાશે તેને માટે બારીક નિયમો હોવાથી અહીં આપવામાં આવ્યા નથી ]

નિયમો:—

૧ પ્રાકૃતભાષામાં મૂળધાતુના સહભેદી ક્રિયાપદના રૂપો સામાન્ય રીતે કર્તરિ રૂપો પ્રમાણે જ થાય છે.

૨ પરંતુ, વર્તમાનકાળ, હ્યસ્તનભૂત કાળ, આજ્ઞાર્થ, વિધ્યર્થ અને વર્તમાન કૃદન્તોમાં ઘણે ભાગે ईअ, इज्ज પ્રત્યયો લાગ્યા પછી કર્તરિ રૂપો પ્રમાણે પ્રત્યયો લાગીને રૂપો થાય છે.

૩ તો પણ કેટલાક ધાતુઓ એવા છે કે જેના સહભેદી રૂપો જુદા આદેશો થઈને વિકલ્પે થાય છે, [ એ આદેશો

કોપમાં બતાવ્યા છે] અને તે આદેશોને ચાર કાળમાં પણ ईअ, इज्ज પ્રત્યયો લાગતા નથી.

૪ दीस [दृश] અને वुच्च [वच्]ના કર્તરિરૂપ પ્રમાણેજ સઘભેદીરૂપો નિત્ય થાય છે.

### કેટલાક સઘભેદી અંગો:—

#### મૂળભેદ

| | વર્ત૦ | હ્ય૦ | વિ૦આ૦ | ભવિષ્ય૦ | ક્રિયાતિ૦ |
|---|---|---|---|---|---|
| १ हस् | | | | हस | हस |
| गा | | | | गा / गाअ | गा / गाअ |
| देक्ख् | | | | देक्ख | देक्ख |
| २ हस् | हसीअ / हसिज्ज | हसीअ / हसिज्ज | हसीअ / हसिज्ज | | |
| गा [गै] | गाईअ / गाइज्ज | गाईअ / गाइज्ज | गाईअ / गाइज्ज | | |
| लह, [लभ्] | लहीअ / लहिज्ज / लह | लहीअ / लहिज्ज / लह | लहीअ / लहीज्ज / लह | लह | लह |
| ३ कर् [कृ] | करीअ / करिज्ज / कीर | करीअ / करिज्ज / कीर | करीअ / करिज्ज / कीर | कीर / कर / का | कीर / कर |

| | | | | | |
|---|---|---|---|---|---|
| चि | चिणीअ | चिणीअ | चिणीअ | चिण | चिण |
| | चिणिज्ज | चिणिज्ज | चिणिज्ज | चिव्व | चिव्व |
| | चिव्व | चिव्व | चिव्व | चिम्म | चिम्म |
| | चिम्म | चिम्म | चिम्म | | |
| | चेईअ | चेईअ | चेईअ | चे | चे |
| | चेइज्ज | चेइज्ज | चेइज्ज | चेअ | चेअ |
| ४ देक्ख [दृश्] | दीस | दीस | दीस | देक्ख | देक्ख |
| वच् | वुच्च | वुच्च | वुच्च | | |

---

પ્રેરકભેદના સહ્યભેદી રૂપોના નિયમો—

૧ પ્રેરકભેદી ધાતુના કોઇ પણ કાળના સહ્યભેદી રૂપો બનાવવા હોય તોઃ—

અ. ધાતુને માત્ર आवि, અને ગરુ ઉપાન્ત્યવાળાને अवि, પ્રેરકભેદી પ્રત્યય લગાડી થયેલા અંગને મૂળભેદ પ્રમાણે પુરુષ બોધક પ્રત્યયો લગાડી રૂપો કરવા.

આ. અથવા, માત્ર ઉપાન્ત્ય अ નો आ કરી, કોઈ પણ પ્રેરકભેદી પ્રત્યયો લગાડયા વિના સીધા મૂળ ભેદ પ્રમાણે રૂપો કરવા.

૨ પરંતુ, વર્ત્તમાનકાળ, હ્યસ્તન ભૂતકાળ, આજ્ઞાર્થ, અને વિધ્યર્થઃ એ ચાર કાળમાં ઉપરની બન્ને જાતના પ્રેરક અંગોને ईअ અને इज्ज સહ્યભેદી પ્રત્યયો લગાડયા પછી પુરુષ બોધક પ્રત્યયો લગાડવાથી પ્રેરક સહ્યભેદી રૂપો થશે.

## પ્રેરક ભેદના સહ્યભેદી અંગોઃ—

| | | વર્ત૦ | ઘ૦ | આ૦વિધ્ય૦ | ભવિષ્ય૦ | ક્રિયા૦ |
|---|---|---|---|---|---|---|
| १ | हस् | | | | हसावि | हसावि |
| | | | | | हास | हास |
| | | | | | गाआवि | गाआवि |
| | गा | | | | गा | गा |
| | [गै] | | | | गाअ | गाअ |
| २ | हस् | हसावीअ | हसावीअ | हसावीअ | | |
| | | हसाविज्ज | हसाविज्ज | हसाविज्ज | | |
| | | हासीअ | हासीअ | हासीअ | | |
| | | हासिज्ज | हासिज्ज | हासिज्ज | | |
| | गा [गै] | गाआवीअ | गाआवीअ | गाआवीअ | | |
| | | गाआविज्ज | गाआविज्ज | गाआविज्ज | | |
| | | गाईअ | गाईअ | गाईअ | | |
| | | गाइज्ज | गाइज्ज | गाइज्ज | | |
| | लह् | लहावीअ | लहावीअ | लहावीअ | लहावि | लहावि |
| | | लाहीअ | लाहीअ | लाहीअ | लाह | लाह |
| | | लहाविज्ज | लहाविज्ज | लहाविज्ज | | |

એકવચન अम्ह.

१ हं, म्मि,
अ—अम्मि, अम्हि, अहं, अहयं.
२ म—मं, ममं, मिमं, मि, मम्ह,
अ—अम्मि, अम्ह, अहं,
ण—णे, णं.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (लभ्) | लहिज्ज | लहिज्ज | लहिज्ज | | |
| | लह | लह | लह | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| कर् | करावीअ | करावीअ | करावीअ | कराविं | करावि |
| | कारीअ | कारीअ | कारीअ | कार | कार |
| | कराविज्ज | कराविज्ज | कराविज्ज | कीरावि | कीरावि |
| ३ (कृ) | कारिज्ज | कारिज्ज | कारिज्ज | कीर | कीर |
| | कीरावि | कीरावि | कीरावि | | |
| | कीर | कीर | कीर | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| चि | चिणावीअ | चिणावीअ | चिणावीअ | चिणावि | चिणावि |
| | चिणीअ | चिणीअ | चिणीअ | चेआवि | चेआवि |
| | चेआवीअ | चेआवीअ | चेआवीअ | चिव्वावि | चिव्वावि |
| | चेआविज्ज | चेआविज्ज | चेआविज्ज | चिव्व | चिव्व |
| | चेईअ | चेईअ | चेईअ | चिम्मावि | चिम्मावि |
| | चेइज्ज | चेइज्ज | चेइज्ज | चिम्म | चिम्म |
| | चिव्वानि | चिव्वावि | चिव्वावि | | |
| | चिव्व | चिव्व | चिव्व | | |
| | चिम्मावि | चिम्मावि | चिम्मावि | | |
| | चिम्म | चिम्म | चिम्म | | |

---

બહુવચન

१ मो, वय, मे,
अ—अम्ह, अम्हे, अम्हो.

२ अ—अम्ह, अम्हे, अम्हो,
ण—णे.

३ म—मि, मे, मइ, मए, मयाइ, ममाइ, ममए, ममं,
ण—णे
५ म—इ–मइत्तो, मईउ, मईओ मईहिन्तो,
,,—म–ममत्तो, ममाउ, ममाओ, ममाहि, ममाहिन्तो, ममा, मत्तो,
,,—ह–महत्तो, महाउ, महाओ, महाहि, महाहिन्तो, महा,
,,—ज्झ–मज्झत्तो, मज्झाउ,मज्झाओ,मज्झाहि,मज्झाहिन्तो, मज्झा.
४–६ म—मइ, मज्झ, मज्झं, मम, मह, महं, मे,
अ—अम्ह, अम्हं.

७ म—मि, मइ, मए, ममाइ, मे,
,,–म–ममम्मि, ममस्सिं, ममहिं, ममत्थ,
,,–ह–महम्मि, महस्सिं, महहिं, महत्थ,
,,–ज्झ–मज्झम्मि, मज्झस्सिं, मज्झहिं, मज्झत्थ,
अ–म्ह–अम्हम्मि, अम्हस्सिं, अम्हहिं, अम्हत्थ.

जुम्ह.

એકવચન

१–त— तं,
तु—तुं, तुमं, तुवं, तुह. :
२–त—तं.
तु—तुं, तुमं, तुवं, तुह, तुमे, तुए.
३–त—तइ, तए,
तु—तुमं, तुमइ, तुमए, तुमे, तुमाइ,
दि,दे, ते, भे.

३—अ—अम्ह, अम्हाहि, अम्हे, अम्हेहि,

ण—णे.

५—म—ममत्तो, ममाउ, ममाओ, ममाहि, ममेहि, ममाहिन्तो, ममेहिन्तो, ममासुन्तो, ममेसुन्तो,

अ—अम्हत्तो, अम्हाउ, अम्हाओ, अम्हाहि, अम्हेहि, अम्हाहिन्तो, अम्हेहिन्तो, अम्हासुन्तो, अम्हेसुन्तो.

४·६-म—मज्झ, ममाण, ममाणं, महाण, महाणं, मज्झाण, मज्झाणं,

अ—अम्ह, अम्हं, अम्हे, अम्हो, अम्हाण, अम्हाणं,

ण—णे, णो.

७—म-म—ममेसु, ममेसुं, [ममसु, ममसुं]

,,—ज्झ—मज्झेसु, मज्झेसुं, [मज्झसु, मज्झसुं]

,,—ह—महेसु, महेसुं, [महसु, महसुं]

अ—म्ह—अम्हेसु, अम्हेसुं, [अम्हसु, अम्हसुं, अम्हासु, अम्हासुं].

બહુવચન

१. तु—तुब्भे, तुज्झे, तुम्हे, तुज्झ, तुम्ह, तुय्ह,

उ—उय्ह, भे.

२. तु—तुब्भे, तुज्झे, तुम्हे, तुज्झ, तुम्हे.

उ—उम्हे, भे, वो.

३—तु—तुब्भेहिं, तुम्हेहिं, तुज्झेहिं, तुय्येहिं,

उ—उज्झेहिं, उम्हेहिं, उय्येहिं, भे.

५–त—तहिन्तो, तत्तो,

तु—तुम्ह, तुब्भ, तुज्झ, तुम्ह,

त–इ–तइत्तो, तईउ, तईओ, तईहिन्तो,

,, व–तुवत्तो, तुवाउ, तुवाओ, तुवाहि, तुवाहिन्तो, तुवा,

,, म–तुमत्तो, तुमाउ, तुमाओ, तुमाहि, तुमाहिन्तो, तुमा,

,, ह–तुहत्तो, तुहाउ, तुहाओ, तुहाहि. तुहाहिन्तो, तुहा,

,, ब्भ–तुब्भत्तो, तुब्भाउ, तुब्भाओ, तुब्भाहि, तुब्भाहिन्तो, तुब्भा,

,, ज्झ–तुज्झत्तो, तुज्झाउ, तुज्झाओ, तुज्झाहि, तुज्झाहिन्तो, तुज्झा,

,, म्ह–तुम्हत्तो, तुम्हाउ, तुम्हाओ, तुम्हाहि, तुम्हाहिन्तो, तुम्हा.

४-६ त—तइ,

तु—तु, तुव, तुम, तुमे, तुमो, तुमाइ, तुह, तुहं, तुम्हं, तुब्भ, तुज्झ, तुम्ह,

उ—उब्भ, उम्ह, उज्झ, उय्ह,

दि, इ,

ए, दे, ते.

७–त–तइ, तए,

तु–तुम्मि, तुमे, तुमए, तुमाइ,

,,–व–तुवम्मि, तुवस्सि, तुवहिं, तुवत्थ,

,,–म–तुमम्मि, तुमस्सि, तुमहिं, तुमत्थ,

,,–ह–तुहम्मि, तुहस्सि, तुहहिं, तुहत्थ,

,,–ब्भ—तुब्भम्मि, तुब्भस्सि, तुब्भहिं, तुब्भत्थ,

,,–ज्झ—तुज्झम्मि, तुज्झस्सि, तुज्झहिं, तुज्झत्थ,

,,–म्ह—तुम्हम्मि, तुम्हस्सि, तुम्हहिं, तुम्हत्थ.

तु—ब्भ—तुब्भत्तो, तुब्भाउ, तुब्भाओ, तुब्भाहि, तुब्भेहि, तुब्भाहिन्तो, तुब्भेहिन्तो, तुब्भासुन्तो, तुब्भेसुन्तो,

,,—ज्झ—तुज्झत्तो तुज्झाउ, तुज्झाओ, तुज्झाहि, तुज्झेहि, तुज्झाहिन्तो, तुज्झेहिन्तो, तुज्झासुन्तो तुज्झेसुन्तो,

,,—म्ह—तुम्हत्तो, तुम्हाउ, तुम्हाओ, तुम्हाहि, तुम्हेहि, तुम्हाहिन्तो, तुम्हेहिन्तो, तुम्हासुन्तो, तुम्हेसुन्तो,

,,—य्ह—तुय्हत्तो, तुय्हाउ, तुय्हाओ, तुय्हाहि, तुय्हेहि, तुय्हाहिन्तो तुय्हेहिन्तो, तुय्हासुन्तो, तुय्हेसुन्तो,

उ—य्ह—उय्हत्तो, उय्हाउ, उय्हाओ, उय्हाहि, उय्हेहि, उय्हाहिन्तो, उय्हेहिन्तो, उय्हासुन्तो, उय्हेसुन्तो,

,,—म्ह—उम्हत्तो, उम्हाउ, उम्हाओ, उम्हाहि, उम्हेहि, उम्हाहिन्तो, उम्हेहिन्तो, उम्हासुन्तो, उम्हेसुन्तो.

उ — उम्हाण, उम्हाणं, वो, भे,

तु—तु,

,,—ब्भ—तुब्भं, तुज्झं, तुम्हं, तुब्भ, तुज्झ, तुम्ह,

,, ,, तुब्भाण, तुज्झाण, तुम्हाण, तुब्भाणं, तुज्झाणं, तुम्हाणं,

,, ,, तुवाण, तुमाण, तुहाण, तुवाणं, तुमाणं, तुहाणं.

तु — तुसु, तुसुं,

,,—व—तुवेसु, तुवेसुं, [ तुवसु, तुवसुं ].

,,—म—तुमेसु, तुमेसुं, [ तुमसु, तुमसुं ],

,,—ह—तुहेसु, तुहेसुं, [ तुहसु, तुहसुं ],

,,—ब्भ—तुब्भेसु, तुब्भेसुं, [तुब्भसु, तुब्भसुं, तुब्भासु, तुब्भासुं],

,,—ज्झ—तुज्झसु, तुज्झसुं, [ तुज्झसु, तुज्झसुं, तुज्झासु, तुज्झासुं],

,,—म्ह—तुम्हसु, तुम्हसु, [ तुम्हसु, तुम्हसुं, तुम्हासु, तुम्हासुं].

## માત્ર अ લગાડીને વિકલ્પે કર્મણિ અંગ તરીકે દરેક કાળમાં વપરાતાં ધાતુઓ.

आढप्प् [ आढव् ] શરૂ કરવું
आ+रभ्.
कत्थ् [कह् ] કહેવું. कथ्.
कीर् [कर्] કરવું. कृ.
खम्म् [खण्] ખોદવું. खन्
गम्म् [गम्] જવું. गम्
घेप्प् [गिण्ह्] લેવું. ग्रह्
चिव्व्, चिम्म् [चिण्] વીણવું, એકઠું કરવું. चि
छिप्प् [ छिव ] સ્પર્શ કરવો स्पृश्
छुप्प् [छुव ] छुप्
जीर् [जर्] જુનું થવું. जॄ
जिव्व् [ जिण्] જિતવું. जि
डज्झ् [ डह् ] બળવું दह्
णज्ज्, णव्व् [जाण्] જાણવું. ज्ञा
तीर् [ तर् ] તરવું तॄ
थुव्व् [ थुण ] સ્તુતિ કરવી. स्तु
×दीस् दरिस् જોવું दृश्
दुब्भ् [ दुह् ] દોહવું. दुह्
धुव्व् [ धुण् ] કંપવું. धू
पुव्व् [पुण्ण] પવિત્ર કરવું पू
वज्झ [वन्ध् ] બાંધવું. वन्ध्
भण्ण् [भण्] ભણવું, भण्
भुज्ज् [ भुञ्ज् ] ખાવું. भुज्
स +, अणु+, उव + [रुन्ध् ]આગ્રહ કરવો. रुध्
रुब्भ् [रुन्ध्] રોકવું. रुध्
रुव्व् [ रोव् ] રોવું. रुद्
लब्भ् [ लह् ]લેવું;મેળવવું. लभ्
लिब्भ् [लिह्] ચાટવું लिह्
लुव्व् [ लुण् ] કાપવું. लू
वाहिप्प् [वाहर् ] બોલાવવું. वि+आ+हृ
विढप्प् [ अज्ज् ] પેદા કરવું. अर्ज्
वुच्च् वच બોલવું. वच्
वुब्भ् [ वह् ] વહેવું, વાંધુ. वह्
सिप्प् [णिह्- सिंच्] સ્નેહ રાખવો. स्नेह्, સિંચવું. सिच्
सुव्व् [ सुण् ] સાંભળવું. श्रु

हम्म् [हन्] હણવું, મારવું. हन्
हस्स् [ हस्स् ] હસવું. हस्
हीर् [हर ] લઇ જવું. हृ,
हुव्व् [हुण ]છોડવું, તજવું. हु

સૂચના—×આ નિશાની વાળા ધાતુઓ વર્તમાન, ભૂત, વિધ્યર્થ, અને આજ્ઞાર્થમાંજ કર્મણિ અંગ તરીકે વપરાય છે. પણ ભવિ૦ અને ક્રિયાતિપત્તિમાં મૂળ ધાતુનાજ રૂપો થાય છે.

[ ] આ કૌસમાં લખેલા ધાતુઓને ઉપરના ચાર કાળમાં ईअ, इज्ज લાગે છે.

अवचय न० ચુંટવું, એકઠા કરવું.
अव्वाहय क्रि०वि० નિરંતર अव्याहत
अहिणव वि० નવું. अभिनव
आउ न० नान्य० આયુષ્ય आयुस्
आकण्ठं क्रि०वि० કંઠ સુધી
आलस्सं नान्य० આળસ आलस्य
आहरण नान्य० લાવવું. आहरण
उवउज्ज् धा० ઉપયોગી થવું. उपयुज्य०
उवहार न० ભેટ. उपहार
कुडय न० ઇંદ્રજવ कुटज
कल्हार न० કલ્હારનો છોડ.
कलिअ वि० યુક્ત. कलित
कुबोह न० અજ્ઞાન कुबोध
खड [दे०] नान्य० ઘાસ.
खीर नान्य० દૂધ. क्षीर
चंपय न० ચંપો चम्पक
जव न० જવ यव
जूहि ना० જુઇ यूथि
ढोवण नान्य० ધરવું. આગળ ધરવું. ढौकन
तुलसिआ ना० તુળસી तुलसिका
तेण न० ચોર. स्तेन
थव न० સ્તવન स्तव.
थुइ ना० સ્તુતિ स्तुति
द्दुर न० દેડકો दर्दुर
दल नान्य० પાંદડું.
दाडिम नान्य० દાડમ.
दुव्वा ना० ધ્રો दुर्वा.
धव न० ધવનું ઝાડ.
निउत्तव्व विध्य०क्रि०वि० નિમવું. જોઇએ नियोक्तव्य.

नीव न० કદંબ नीप.

पउमावई ना० પદ્માવતી દેવી.

पल्लल नान्य० ખાબોચીયું पल्वल

पसव न० १ ઉત્પત્તિ ૨ ફૂલ. प्रसव

पसाय न० મહેરબાની प्रसाद

पसंग न०પ્રસંગ, સંબંધ प्रसङ्ग.

वलाया ना० બગલી वलाका

मयण-फल नान्य० મીંઢળ मदन-फल

महिअ ક૦ભૂ૦ કૃ૦ વિ૦ પૂજેલું महित.

मालूर બિલું

मालिणी ना० માલણ मालिनी

मुत्था ना० મોથ मुस्ता

रमण नान्य० રમવું.

लोद्ध न० લોધ્રનું ઝાડ लोध्र-

वद्धाव् પ્રે०धा० १. મોટું કરવું, ૨ વધાવવુ वर्द्धापय्.

विइण्ण ક૦ભૂ૦કૃ૦વિ૦ આપેલું, વિસ્તારેલ विकीर्ण.

वंच् धा० છેતરવું. वञ्च्

सल्लई ना० સલ્લકીનું ઝાડ જે હાથીને ભાવે છે.

सवेण्ट वि० ડીંટીયા સહિત.

सहल वि० સફળ.

सुअदेवी, सुअदेवआ, पवयणदेवी, वाणी — ना० સરસ્વતીદેવી — श्रुतदेवी, श्रुतदेवता, प्रवचनदेवी, वाणी

सेल न० પર્વત शैल.

## પ્રાકૃત વાક્યો.

तं, तुं, तुवं, तुह, तुमं आणेह नवाइँ नीव-कुसुमाइं.
भे, तुब्भे, तुम्होम्हे, तुय्हे तुज्झासणं देह. १

तुम्हे, तुज्झे ण्हायह. अहिणव-कल्हार-पत्तिआणयणे-
तं, तुं, तुमं, तुवं, तुह, तुमे, तुए संपयं भणिमो. २

वो, तुब्भे, तुज्झोय्हे, तुम्हे, तुज्झे अ, भे अ, तुय्हे अ
भणिमो, न किम् इह ण्हाएह पल्लले दद्दुर-भएण ? ३

भे, ते, दि, दे, तइ, तए, तुमाइ, तुमए, तुमे, तुमं, तुमइ
किं नाणिज्जइ दुव्वा पउमावइ–देवि–पूयत्थं ? ४

भे, तुब्भेहिं अ, तुज्झेहिँ अ, तह तुम्हेहिँ तुलसिआ गिज्झा–
उज्झेहिँ अ, उम्हेहिँ अ, तुय्हेहिं तह य उय्हेहिं. ५

तुब्भत्तो, तुम्हत्तो, तुज्झत्तो, केअइं तुहत्तो वि
आणएमि तुमत्तो, तहा तुवत्तो, तइत्तो अ. ६

तुय्ह, तहिन्तो, तुब्भ य, तुम्ह य सवेण्ट-पिकाइं
देवीइ ढोवणत्थं तोडामो दाडिमि–फलाइं. ७

तुब्भत्तो, तुय्हत्तो, उय्हत्तो तह य तह य उम्हत्तो,
तुम्हत्तो, तुज्झत्तो, मुत्था-धूवं करावेमि. ८

उब्भ, य, तुम्हं, तुब्भ य, उम्ह य, उय्ह, तह उज्झ, तह तुज्झ।
पुप्फञ्जलि-दाण-कए नीवाववए किम् आलस्सं ? ९

भे, तुब्भ, तु, वो, तुब्भं, तुब्भाणं, तुवाण, तुम्ह, तुम्हं च,
तुम्हाण य पल्ललओ विम्हरिअं किं जलाणयणं ? १०

तुज्झं, तुज्झ, तुमाण, तुम्हाणं उम्हाण, अवि अ, उम्हाणं,
मत्त–जलवायसुड्डाचणेण जल–कलुसणं किम् इमं ? ११

तुब्भाणं, तुज्झाणं, तुहाणं, तुम्हाणम् , अह तुवाणं च,
तुज्झाण, तुहाणम् इमं मत्त-वलायासु किं रमणं ? १२

तुमए, तए, तइ, तुमे, तुमाइ, तुज्झम्मि, तुम्मि,-तुब्भम्मि,
तुम्हम्मि, तुहम्मि, तुवम्मि, तुमम्मि भणाम जूहि–कए. १३

तुम्हु, तुज्झेसु, तुहेसु अ, तुवेसु, तुम्हेसु, तुवसु,तुब्भेसु,तुमसु,
तुमेसु अ, तुहसु अ, भिसिणि-दलाहरणम् आदिसिमो. १४

तुब्भासु, तब्भसु, तहा तुम्हसु, तुम्हासु, तह य तुज्झासु,
तुज्झसु अ, आइसामो नव-जम्बु-फलोवहारम्मि. १५

अम्मि, म्मि, अम्हि, अहयं, हम् , अह, मालूर-पल्लवे लेमि.
अम्हम्हे, अम्हो, मो, मे, वयमवि लोद्ध-कुसुमाइं १६

मे, मि, मयं, ममए, मइ, ममाइ, णे, तह मए, मयाइ तहा,
अम्हाहि, अम्ह, अम्हे, णे, अम्हेहि अ जवा गेज्झा. १७

मज्झत्तो वि, महत्तो, तहा मइत्तो, तहा ममत्तो वि,
अम्हत्तो तह गिण्हेइ कुडय-तरुणो पसूणाई. १८

मे, मइ, मम, मह, मज्झं, महं, तहा मज्झ, अम्ह, अम्हं च,
णे, णो, अम्हे, अम्हो चम्पय-कलीआउ गिज्झाओ. १९

अम्हाणं, मज्झाण, ममाण, ममाणं, महाण य, महाणं,
अम्हाण य, मज्झाणं, हत्थे धव-पसव-दामाइं. २०

मि, मइ, ममाइ, मए वि अ, अम्हम्मि, ममम्मि मे, तह
महम्मि, मज्झम्मि अ, थल-नलिणी-कुसुमाहरणे निउत्तव्वं.२१

अम्हेसु, ममेसु, तहा महेसु, मज्झेसु, तह य अम्हासु,
आदीसह सल्लई-तरु-नव-कुसुमाहरण-कम्मम्मि. २२

लक्खेहिंपि थुणिज्जइ कुव्वइ कोडिहिं अहव मन्ताणं;
सुय-देवआ थुणिज्जइ न जा, न ता चिक्कवए नाणं. १

स–जसं सयं सुणिज्जइ, लुव्वइ कम्मं, लुणिज्जए पावं,
पुव्वइ अप्पाप्प-कुलं पुणिज्जए, महिअ सुअ–देविं. २
जेण वहिज्जइ हिअए सुअ-देवी, तेण रुब्भए कम्मं,
रुन्धिज्जइ कलि-ललिअं, लिहिज्जए अमयम् आकण्ठं ३
डज्झइ भवो, डहिज्जइ पावं, ताणं खु वज्झइ न धम्मो.
बन्धिज्जइ जेहि थुई पवयण–देवीइ भावेणं ४
भावाउ जाणुरुज्झइ, अणुरुन्धिज्जइ थवाउ, पूआए
उवरुज्झइ, उवरुन्धिज्जइ नवओ, सा जयउ वाणी. ५
खम्मइ कुबोह-सेलो, खणिज्जइ मूलओ वि पाव–तरू,
हम्मइ कली, हणिज्जइ कम्मं, सुअ-देवि-झाणेण. ६
सुअ-देविं झाअन्तो अव्वाहय-भत्ति-निच्चल–मणेण
हम्मइ संसार-दुहं, मोहं हन्तूण हन्तव्वं. ७
दुब्भउ गाई, वुब्भउ भारो, लिब्भउ खडं च तेणं खु,
पवयण-गाई-बोहि-क्खीरं न दुहिज्जए जेण. ८
जेहि विढप्पइ कित्ती, विढविज्जइ जेहि उज्जलं नाणं,
अज्जिज्जइ जेहि सिरी, सव्वेहि वि तेहिं झायव्वा. ९

## ગુજરાતી વાક્યો.

તમારાવડે ફુલો ક્યારે વીણાયા ?
તમારાવડે બાળક ક્યારે સુવરાવાશે ?
અમારાવડે ઘર ઢંકાવરાવાયું.
જો રાજાજી આવ્યા હોત, તો તેને વધાવ્યા હોત.
મારાવડે હાથીને સલ્લકીના પાંદડાં ખવડાવાયા.

# प च्चा सो पा डो.

तुमे वन्दिज्जमाणो मणसा जुज्झइ.
दिज्जमाणं न गिण्हन्ति.
उवगायमाणीओ कुलवहूओ चिट्ठन्ति.
कहं सो मया वियाणियव्वो ?
दुवे विज्जाओ सिक्खाविओ.
हीरमाणो पबुद्धो पस्सामि पुरिसं.
से दारिआए पाणिं गेण्हाविओ.
दुवे मुद्दा कारिआओ, हत्थे य ठाविआओ.
भाउगं मारावेऊणं गओ.
भाउ-वायगं मारेउं गओ.
अम्हेहिं सद्दावेउं न सक्को.
तं सद्दावेत्ता एवं वयासी–
तुरगं बन्धावेऊणं चारेमाणो अच्छामि.
आणावेऊण रहं चडइ.
साहुणो दरिसाविआ.
पोत्त-चेल्लालियं काउण हक्कारिओ णेण हत्थी.
दुह-पञ्जराओ मोइज्जन्तो कहं न इच्छिहिइ?
मुद्दं अप्पेऊणं आगओ.
दारगं छड्डाविअ एगा तरुणी हिआ.

तुरग-विसामण-निमित्तं एगन्ते हं विसमीअ.

पन्थं रुम्भिऊण हत्थी अच्छइ.

तं फालेऊण कड्ढिओ कण्टओ.

पयट्टाविओ रहो.

पिअरं सुस्सूसमाणो चंकमइ, बालं च खेल्लावेइ.

जाजल्लमाणं अगणिं बालो दिदरिस्सइ.

सीय-आले अग्गी सुहाअए, जलं च दुक्खए.

एगाए णिइज्जमाणो इच्छियं पएसं, विइयाए ईसायमाणीए अणुपइऊण हं गहिओ.

हंसयमाणं सज्जणं पूअइ.

एसो हसिरो बालो कहं अज्ज रोविरो दीसइ ?

भोत्तारे सद्दावेह.

तुज्झ सुस्सूसा किया अज्ज दिट्ठा मे.

बहु-दिवसा न गमेयव्वा.

वुब्भन्ताणि य भवियव्वयाए सोरियनयरे दिट्ठाणि.

तम्हेच्चयेहिं हत्थेहिं पिहं पिहं भिक्खं जिगरिक्खओ अम्हे.

मईयं सोहिल्लं कुलं राइक्कं.

जो सत्तुं मारेइ, सो उत्तिमो; जो तेण समं मरेइ, सो मज्झिमो; जो तेण मारिज्जइ, सो अधमो.

# ए गा व न्नो पा ढो

## [ સમજુતીઃ- પ્રાકૃતભાષામાં ધાતુઓ વિષેઃ-

૧. કેટલાક ધાતુઓ એવા છે કે:—

૧. સંસ્કૃત ધાતુઓ પ્રાકૃતમાં વપરાયા હોય છે. भणामि.

૨. સંસ્કૃત ધાતુઓમાં અક્ષર પરિવર્તનના નિયમ પ્રમાણે ફેરફાર પામ્યા હોય છે. कहइ. घडइ.

૩. કેટલાક દેસ્ય પ્રાકૃત ધાતુઓ છેઃ તે બે રીતે છેઃ—

૧. કેટલાક તદ્દન દેશ્યરૂપ છે. फुम्फुल्लइ. ઉપાડવું. કહેવું.

૨. ત્યારે કેટલાક સંસ્કૃત ધાતુઓના આદેશરૂપ છે. તે નીચે પ્રમાણેઃ—

૧. કેટલાક સંસ્કૃત ધાતુઓના વિકલ્પે આદેશરૂપ છે. कहइ, साहइ. [अ કોષ]

૨. કેટલાક સંસ્કૃત ધાતુઓના નિત્ય આદેશરૂપ છે. गण्ठइ ગુંથે છે. [अ કોષ]

૩. કેટલાક પ્રેરક ધાતુઓના વિકલ્પે આદેશરૂપ છે. ढकइ, छायेइ. ઢંકાવે છે. [પાઠ. ૪૭]

૪. કેટલાક જુદા જુદા ખાસ અર્થોમાં આદેશ થાય છે. कम्मइ. હજામત કરે છે. [आ કોષ]

૫. કેટલાક જુદા જુદા ઉપસર્ગોને યોગે આદેશો પામે છે. णिव्वलइ, णिप्पज्जइ; सारइ-पहरइ.

૬. જુદા જુદા કૃદન્તોના પ્રત્યયો પર છતાં કેટલાક આદેશો થાય છે. [इ કોષ] घेत्तुं, घेत्तूण, घेत्तव्वं.

૭. કેટલાક ધાતુઓ કર્મણિ-ભાવે પ્રયોગમાં વિકલ્પે જુદા પ્રકારના થાય છે. [પાઠ ૪૯] जिव्वइ, जिणिज्जइ.

૮. કર્મણિભૂત કૃદન્તમાં કેટલાક જુદી જાતના વપરાય છે.
अफुण्णो. [ई કોપ]

૯. કેટલાક ધાતુઓ પોતાના મૂળ અર્થ ઉપરાંત જુદા ખાસ અર્થમાં પણ વપરાય છે. [अ કોપ]

૧૦ કેટલાક ધાતુઓના જુદા જુદા અક્ષરોમાં ફેરફાર થાય છે.—

૧. અન્ત્ય વ્યંજનોમાં જુદા જુદા ફેરફાર છેઃ—

૧. એક વ્યંજનને બદલે બીજો વ્યંજન મૂકાય છે.
नम्–नवइ. [૧. उ. કોપ]

૨. અંસવ્યંજન બેવડાય છે. सक्कइ. [૨. उ. કોપ]

૩. વધારાનો વ્યંજન ઉમેરાય છે. जिणइ. सुणइ.
[૩. उ. કોપ]

૨. સ્વરોમાં જુદા જુદા ફેરફાર થાય છે.

૧. અન્સ उ વર્ણનો अव થાય છે. सू=पसवइ.
જન્મ આપે છે. [૧ ऊ કોપ]

૨. અન્ત્ય ऋ વર્ણનો अर થાય છે. कृ=करइ.
तॄ=तरइ [૨. ऊ. કોપ]

૩. કેટલાકમાં ઉપાન્ત્ય ऋ નો अरि થાય છે. वर्ष=
वरिसइ. [૩. ऊ કોપ]

૪. કેટલાકમાં ઉપાન્ત્ય સ્વર દીર્ઘ થાય છે. रुष्=
रूसइ. [૪. ऊ. કોપ]

૫. કેટલાકમાં અન્ત્ય અને ઉપાન્ત્ય इ વર્ણ તથા उ વર્ણનો ગુણ થાય છે. जेइ, नेइ, सोऊण,
मोत्तूण [૫. ऊ.]

૬. કોઈ વખત સ્વરને સ્થાને કોઈ પણ પ્રાકૃત સ્વર થાય છે. हवइ, हिवइ, [ तथा हुवइ, होइ,

हुन्ति, मयइ· उब्भुअइ ] लेइ, देइ, धावइ, धुवइ, रोवइ, ख्वइ, नासइ· વિગેરે.

૨. ઉપર કહેલા દરેક ધાતુઓ સ્વરાન્ત અને વ્યજનાન્ત એમ બે ભાગમા વ્હેચાયેલા છે —

૧ अ સિવાયના સ્વરાન્ત ધાતુઓને વિકરણ પ્રત્યય अ વિકલ્પે, અને વ્યજનાન્તને નિત્ય લાગે છે

૩ પ્રાકૃત ભાષામા પણ પ્રયોગો ત્રણ છે કર્તરિ, કર્મણિ અને ભાવે

૪. ત્રણેય પ્રયોગોમાઃ—

૧ કાળના પ્રત્યયો ત્રણ જાતના વર્તમાન, ભૂત અને ભવિષ્ય

૨ અને અર્થના ત્રણ જાતના પ્રત્યયો લાગે છે આજ્ઞાર્થ, વિધ્યર્થ, અને ક્રિયાતિપત્યર્થ

૫ ત્રણેય પ્રયોગોમા —પાચેય કાળ તથા અર્થોમા

ધાતુઓના બે જાતના પ્રયોગો મળે છે —

૧ મૂળ ધાતુના, તે મૂળ ભેદ કહેવાય છે.

૨ અને સાધિત ધાતુઓના, તે મુખ્યપણે —

પ્રેરક, ઇચ્છાદર્શક, નામધાતુ, વારવાર કે અત્યન્ત અર્થના.

૬. ઉપર લખેના દરેક ધાતુઓના, ત્રણેય પ્રયોગોમા, પાચેય કાળ અને અર્થોમા, મૂળભેદના તથા સાધિત ધાતુઓના બે રીતે પ્રયોગો મળે છે.

૧ ક્રિયાપદ રૂપે ૨ અને કૃદન્ત રૂપે

૩ ક્રિયાપદમા ક્રિયા અપૂર્ણ હોય છે–થતી હોય છે, એવો ભાવ હોય છે

૪ કૃદન્તમા ક્રિયા પૂરી થઇ હોય છે એવો ભાવ હોય છે.

૭. ખાસ ક્રિયાપદો નીચે પ્રમાણે થાય છે —

૧ કર્તરિ પ્રયોગમા–પાચેય=કાળના અને ત્રણેય અર્થના
કર્મણિ પ્રયોગમા–પાચેય=કાળના અને ત્રણેય અર્થના
ભાવે પ્રયોગમા–પાચેય=કાળના અને ત્રણેય અર્થના

૨ પ્રેરક અગ પરથી કર્તરિ પ્રયોગમા–પાચેય=કાળ અને અર્થના.

પ્રેરક અંગ પરથી કર્મણિ પ્રયોગમાં–પાંચેય–કાળ અને અર્થના.
પ્રેરક પરથી પ્રેરક અંગ કરીને ત્રણે ય પ્રયોગમાં–પાંચેય=કાળ અને અર્થના.

૩. ઇચ્છા દર્શક અંગ પરથી કર્તરિ પ્રયોગમાં–પાંચેય કાળ અને અર્થના.

ઇચ્છાદર્શક અંગપરથી કર્મણિપ્રયોગમાં–પાંચેય=કાળના અને અર્થના.

ઇચ્છાદર્શક અંગપરથી ભાવેપ્રયોગમાં–પાંચેક=કાળના અને અર્થના

ઇચ્છાદર્શક અંગપરથી પ્રેરક અંગ, અને પ્રેરક અંગપરથી ઇચ્છાદર્શક ત્રણેય પ્રયોગમાં પાંચેય કાળ અને અર્થના રૂપો થઇ શકે છે.

૪ નામનો ધાતુ બનાવીને–ત્રણેય પ્રયોગમાં પાંચેય=કાળ અને અર્થના, નામનો ધાતુ બનાવીને–પ્રેરક પરથી પ્રેરક, ઇચ્છાદર્શક, ઇચ્છા દર્શક પરથી પ્રેરક, પ્રેરક પરથી ઇચ્છાદર્શક–એમ જુદા જુદા અંગો બનાવીને દરેક અંગના ત્રણેય પ્રયોગોમાં પાંચેય=કાળ અને અર્થના રૂપો થઇ શકે છે.

૫. વારંવાર અર્થના પણ ત્રણેય પ્રયોગોમાં ત્રણેય કાળ અને ત્રણેય અર્થોમાં રૂપો થઇ શકે છે.

૮. કૃદન્તોના રૂપો નીચે પ્રકારે થાય છે:—

૧ વર્તમાન કૃદન્તો : ત્રણેય પ્રયોગ, ત્રણેય જાતિમાં, સાતે ય વિભક્તિમાં.

૨ ભૂત કૃદન્તો : ત્રણેય પ્રયોગો, ત્રણેય જાતિ અને સાતે ય વિભક્તિમાં.

૩ ભવિષ્ય કૃદન્તો : ત્રણેય પ્રયોગો, ત્રણેય જાતિ, અને સાતે ય વિભક્તિમાં.

[ સૂચના–દરેકના ભાવે પ્રયોગના કૃદન્તો ફક્ત નાન્યતર જાતિમાજ વાપરવા ]

૪ ક્રિયાતિપત્તિ અર્થના કૃદન્તો ત્રણેય પ્રયોગો, ત્રણેય જાતિ અને સાતેય વિભક્તિમા

૫ વિધ્યર્થ કૃદન્તો —કોઇ વખત કર્તરિમા અને ઘણે ભાગે કર્મણિ તથા ભાવે પ્રયોગોમા ત્રણેય જાતિમા અને સાતેય વિભક્તિઓમા

૬ {હેત્વર્થ કૃદન્તો— / સબધક ભૂત કૃદન્તો —} મન્તે, ઘણે ભાગે ભાવે પ્રયોગમાજ અને અવ્યય તરીકે વપરાય છે

૭ આ ઉપરાત ત્રણેય પ્રયોગોમા, ત્રણેય જાતિમા વાક્યોરૂપ અનેક જાતના કૃદન્તો બને છે ને તેના સાતેય વિભક્તિમા રૂપો થાય છે [અહીં માત્ર કેટલાક ઉપયોગીજ ગણાવીશુ ]

૮ ઉપર જણાવેલી સાતેય રીતે સાધિત ધાતુઓના પણ દરેક પ્રયોગ, દરેક જાતિ,અને દરેક વિભક્તિમા કૃદન્તોના રૂપો થાય છે

૯ પ્રયોગોની સામાન્ય સમજ

૧ ક્રિયાપદનો મુખ્ય સબધ કર્તાપદ સાથે હોય તો તે કર્તરિ પ્રયોગ

૨ ક્રિયાપદનો મુખ્ય સબધ કર્મપદ સાથે હોય તો તે કર્મણિ પ્રયોગ

૩ ક્રિયાપદ કોઇ પણ બીજા પદ સાથે સબધ ન ધરાવતું હોય, ફક્ત ક્રિયાનોજ અર્થ સૂચવતુ હોય, ત્યારે ભાવે પ્રયોગ

૪ કર્તરિ પ્રયોગોમા કર્તાપદ પહેલીમા અને એક કે બે કર્મ પદો, બીજી વિભક્તિમા આવે છે

૫ કર્મણિ પ્રયોગોમા —

૧ સામાન્ય રીતે કર્મ પદ પહેલી વિભક્તિમા અને કર્તાપદ ત્રીજી વિભક્તિમા આવે છે

૨ કેટલીક વાર બે કર્મપદવાળા ધાતુઓના—

૧ કેટલાક ધાતુના ગૌણ કર્મપદ પહેલીમાં અને મુખ્ય કર્મપદ બીજી વિભકિતમાં હોય છે.

૨ અને કેટલાક ધાતુઓના મુખ્ય કર્મપદ પહેલીમાં અને ગાણ કર્મપદ બીજી વિભક્તિમાં હોય છે.

૬ ભાવે પ્રયોગોમાં તો કર્તાપદ ત્રીજી વિભક્તિમાંજ આવે છે.

૭ પ્રેરક ભેદોમાં:—

૧ કેટલીક વાર કર્તરિ પ્રયોગોમાં મૂળ કર્તા પહેલીમાં આવે છે, અને કેટલીક વાર બીજી વિભકિતમાં પણ આવે છે.

૨ ને કેટલીક વાર કર્મણિ પ્રયોગમાં ઉપરના નિયમો ધ્યાનમાં રાખી વિભકિતઓ લગાડવી, તેના કેટલાક બારીક નિયમો છે.

૧૦ વચન અને પુરુષો:—

૧ મૂળ ભેદ તથા સાધિત ધાતુઓના ત્રણેય પ્રયોગોમાં બે વચન તથા ત્રણેય પુરુષોમાં પાંચેય કાળ અને અર્થોના પ્રયોગો થાય છે.

૨ પરંતુ ભાવે પ્રયોગોમાં માત્ર ત્રીજા પુરુષના એક વચનનું રૂપ વપરાય છે.

૧૧ સાધિત ધાતુઓની સમજ:—

૧ ક્રિયાપદમાં પ્રેરણાનો અર્થ હોય તો તે પ્રેરક ભેદ કહેવાય છે.

૨ ઇચ્છાનો અર્થ હોય, તો તે ઈચ્છાદર્શક કહેવાય છે.

૩ સંસ્કૃત પ્રમાણે જુદા જુદા પ્રત્યયો લગાડી, નામનો ધાતુ બનાવ્યો હોય તો તે **નામ ધાતુ** કહેવાય છે.

૩ ક્રિયાપદમાં ધાતુ બેવડો કરી, વારવાર કે અત્યન્ત અર્થ જણાતો હોય, તો તેને **યઙન્ત** કે **યઙ્લુબન્ત** કહે છે. ]

નિયમો:—

સાધિત ધાતુઓ વિષે:—

૧. નામને વિકલ્પે अ પ્રત્યય લગાડીને પ્રાકૃત નામ ધાતુ બનાવાય છે.

૨. ઈચ્છાદર્શકમાં स प्रत्यय લાગ્યો હશે. અને ધાતુનો આદિ વ્યંજન કે સ્વર બેવડાયેલા હોય છે.

૩. તેવીજ રીતે यङन्त અને यङ्लुचन्तમાં પણ ધાતુનો આદિ ભાગ બેવડાયો હોય છે.

૪. ઉપરના ત્રણેય જાતના પ્રયોગો ઘણે ભાગે સંસ્કૃત પ્રયોગો ઉપરથી અક્ષર પરિવર્તનના નિયમો પ્રમાણે ફેરફાર થઇને પ્રાકૃતમાં વપરાયેલા હોય છે.

૫. દરેકના તૈયાર અંગોના ક્રિયાપદના અને કૃદન્તોના રૂપો મૂળભેદ, પ્રેરક, સહ્યભેદ તથા કૃદન્તો માટે પહેલાં આપેલા નિયમો ધ્યાનમાં રાખીને કરવા.

કૃદન્તો વિષે:—

૧ ભવિષ્ય કૃદન્તઃ—

નર૦ નાન્ય૦માં स्सन्त, स्समाण અને નારીજાતિમાં सन्ता, स्समाणा स्सई પ્રત્યયો ધાતુના મૂળ અંગને, પ્રેરક અંગને, ગમે તે સાધિત અંગને લગાડવાથી કર્તરિ અને સહ્યભેદી એમ બન્ને જાતના ભવિષ્ય કૃદન્ત બને છે.

૨ વર્તમાન કૃદન્તઃ—

ઉપર પ્રમાણેજ દરેક જાતના અંગને વર્તમાન કૃદન્તના પ્રત્યયો લગાડવાથી ત્રણેય જાતિના કર્તરિ તેમજ સહ્યભેદી વર્તમાન કૃદન્તો બને છે.

૩ કેટલાક ઈચ્છાદર્શક, અને यङन्त તથા यङ्लुचन्तના કૃદન્તો કોષમાં આપવામાં આવ્યા છે.

૪ કેટલાક ખાસ ભૂત કૃદન્તો કોષમાં બતાવ્યા છે. પ્રેરક ભૂત કૃદન્તો વિષે આગળ જણાવ્યું છે. [ई કોષ]

૫ ૧ હેત્વર્થક, સંબંધક, અને વિધ્યર્થના तव्व, अव्व, अणिज्ज अणीय, વિગેરે પ્રત્યયો મૂળ તથા સાધિત અંગોને લાગી, તે તે કૃદન્તો બને છે, પરંતુ,

૨ મૂળ અંગને પ્રત્યયો લાગતાં ધાતુઓમાં જે ફેરફારો થાય છે, તે બતાવ્યા છે.

૩ ઉપરાંત કેટલાક ધાતુઓ જુદું જ રૂપ ધારણ કરે છે. તે કોષમાં બતાવ્યા છે. [ इ કોષ ]

૬. કેટલાક પરચુરણ કૃદન્તો:—

૧ કર્તરિ કૃદન્તો:—

अग, [ ता–तृ ] आर, પ્રત્યય લગાડવાથી ત્રણેય-જાતિમાં કૃદન્ત બને છે. मारग, भोत्तार, कत्ती [ના૦]

૨ ભાવે કૃદન્ત:—

ધાતુને इ, [ ति ], अन, आ, પ્રત્યયો લાગી ભાવે કૃદન્તો બને છે. गइ, भोयण, किरिया.

૩ શીલાર્થક કૃદન્તો:—

ધાતુને इर પ્રત્યય લાગવાથી શીલ અર્થનું ત્રણેય જાતિમાં કૃદન્ત બને છે. हसिरो, हसिरा, हसिरं.

૪ કેટલાક ભાવે, કર્મણિ અને કર્તરિ કૃદન્તો अ પ્રત્યય લાગીને થયેલા હોય છે. राग, मोह, भाव.

૫ अग, પ્રત્યય પર છતાં ધાતુનો ઉપાન્ત્ય अ નો आ થાય છે.

૬ इ [ति], અને आ પ્રત્યયો નારીજાતિમાં જ લાગે છે.

૭ अन પ્રત્યય ઘણે ભાગે નાન્યતર જાતિમાંજ હોય છે.

૮ आर [ [ता–तृ] પ્રત્યય પર છતાં ધાતુને इ પણ લાગે છે, તથા ગુણ વિગેરે કેટલાક ફેરફાર થયા હોય છે.

## કેટલાક રૂપોના નમુનાઓ

| | | |
|---|---|---|
| ઈચ્છા૦ કર્તૃ૦ | सुस्सूसइ. | સેવા કરવા ઈચ્છે છે. |
| ,, કર્મ૦ | सुस्सूसिज्जइ. | સેવા કરવા ઇચ્છાય છે. |
| ,, કર્તૃ૦ પ્રે૦ | सुस्सूसावइ. | સેવા કરવા ઈચ્છાવે છે. |
| ,, કર્મ૦ પ્રે૦ | सुस्सूसाविज्जइ. | સેવા કરવા ઈચ્છાવાય છે. |
| ,, કર્તૃ૦ વ૦ કૃ૦ | सुस्सूसंतो, सुस्सूसमाणो. | સેવા કરવા ઇચ્છતો. |
| ,, કર્મ૦ વ૦ કૃ૦ | सुस्सूसिज्जन्तो, सुस्सूसीअन्तो, सुस्सूसिज्जमाणो, सुस्सूसीअमाणो. | સેવા કરવા ઈચ્છાતો. |
| ,, કર્તૃ૦ પ્રે૦ વ૦ કૃ૦ | सुस्सूसावेन्तो. વિગેરે | સેવા કરવા ઇચ્છાવતો. |
| ,, કર્મ૦ પ્રે૦ વ૦ કૃ૦ | सुस्सूसाविज्जेन्तो. | સેવા કરવા ઇચ્છાવાતો. |
| ,, હે૦ કૃ૦ | सुस्सूसिउं–सेउं. | સેવા કરવા ઇચ્છવાને. |
| ,, પ્રે૦ હે૦ કૃ૦ | सुस्सूसाविउं. | સેવા કરવા ઈચ્છાવવાને. |
| ,, સં૦ ભૂ૦ કૃ૦ | सुस्सूसिऊण. | સેવા કરવા ઈચ્છીને. |

| | | |
|---|---|---|
| „ સં૦ ભૂ૦ પ્રે૦ કૃ૦ | सुस्सूसाविऊण. | સેવા કરવા ઈચ્છાવીને. |
| „ કર્મ૦ ભૂ૦ કૃ૦ | सुस्सूसिओ. | સેવા કરવા ઇચ્છેલો. |
| „ પ્રે૦ કર્મ૦ ભૂ૦ કૃ૦ | सुस्सूसाविओ. | સેવા કરવા ઈચ્છાવાયેલો. |
| „ ભાવે૦ કૃ૦ | सुस्सूसा. | સેવા કરવાની ઇચ્છા. |
| „ કર્તૃ૦ કૃ૦ | सुस्सूसु. वि० | સેવા કરવા ઇચ્છનાર |
| „ વિ૦ કૃ૦ | सुस्सूसिअव्व. सुस्सू–सणिज्जो,–सणीयो. | સેવા કરવા ઇચ્છવા યોગ્ય. |
| „ કર્તૃ૦ ભૂ૦ કાળ | सुस्सूसीअ. | સેવા કરવા ઈચ્છ્યું. |
| „ કર્મ૦ ભૂ૦ કા૦ | सुस्सूसिज्जीअ. | સેવા કરવા ઇચ્છાયું. |
| „ કર્તૃ૦ પ્રે૦ ભૂ૦ કા૦ | सुस्सूसावीअ. | સેવા કરવા ઈચ્છાવ્યું. |
| „ કર્મ૦ પ્રે૦ ભૂ૦ કા૦ | सुस्सूसाविती. | સેવા કરવા ઇચ્છાવાયું. |
| „ કર્તૃ૦ ભવિ૦ કા૦ | सुस्सूसिस्सामि. | હું સેવા કરવા ઈચ્છીશ. |
| „ કર્મ૦ ભવિ૦ કા૦ | सुस्सूसिस्सामि. | હું સેવા કરવા ઇચ્છાઈશ. |
| „ પ્રે૦ ભવિ૦ કા૦ | सुस्सूसाविहिइ. | તે સેવા કરવા ઈચ્છાવશે. |
| ભવિ૦ કા૦ | सुस्सूसाविहिइ. | તે સેવા કરવા ઈચ્છાવાશે |

| | | | |
|---|---|---|---|
| ,, | કર્તૃ० ભવિ० કૃ० | सुस्सू–स्सन्तो–स्समाणो. | સેવા કરવા [ભવિષ્ય |
| ,, | કર્મ० ભવિ० કૃ० | | કાળમાં] ઈચ્છતો. ૨. ઈચ્છાતો. |
| ,, | કર્તૃ० આ० વિ० અર્થ० | सुस्सूसउ. | ૧ સેવા કરવા ઈચ્છે. |
| | | | ૨ સેવા કરવા ઈચ્છવું જોઈએ. |
| , | કર્મ० આ० વિ०-અર્થ० | सुस्सूसिज्जउ. | ૧ સેવા કરવા ઇચ્છાય. |
| | | | ૨ સેવા કરવા ઈચ્છાવું જોઈએ. |
| ,, | કર્તૃ० પ્રે० આ० વિ० | सुस्सूसावेउ | ૧. સેવા કરવા ઇચ્છાવે. |
| | | | ૨. સેવા કરવા ઇચ્છાવવું જોઇએ. |
| ,, | કર્મ० પ્રે० આ० વિ० | सुस्सूसाविज्जउ. | ૧. સેવા કરવા ઈચ્છાવાય. |
| | | | ૨. સેવા કરવા ઇચ્છાવાવું જોઈએ. |
| ,, | કર્તૃ० કર્મ० ક્રિયાતિ० | सुस्सूसेज्ज–ज्जा. | ૧. સેવા કરવા ઇચ્છયો હોત. |
| | | –सेन्ता–सेमाणा. [ना.] | ૨. સેવા કરવા ઈચ્છાઈ હોત. |
| ,, | કર્તૃ० કર્મ પ્રે० ક્રિયાતિ | सुस्सूसावेज्ज–ज्जा. | ૧. સેવા કરવા ઇચ્છાવતો હોત. |
| | | | ૨. સેવા કરવા ઈચ્છાવાતો હોત. |

વિગેરે દરેક રૂપો વિદ્યાર્થીએ સ્વયં નોટમાં સંપૂર્ણ તૈયાર કરીને સમજવા.

નામધાતુ૦ गरुआइ गरुआअइ गुरुकायते [ગુરુ જેવો થાય છે]

ઉપર પ્રમાણે દરેક જાતના રૂપો થાય.

યઙ્લુબન્ત चंकमइ चङ्क्रमीति વારંવાર કે ખુબ ચાલે છે.

ઉપર પ્રમાણે દરેક રૂપો થશે.

યઙન્ત૦ लालप्पइ लालप्यते [ વારંવાર કે ખૂબ બોલે છે ]

जाजल्लइ जाज्वल्यते વારંવાર કે ખુબ બળે છે.

ઉપર પ્રમાણે દરેક જાતના યથાયોગ્ય રૂપો થાય છે.

| | નર | | નારી | | નાન્યતર | |
|---|---|---|---|---|---|---|
| કર્તૃ૦ કૃ૦ વિ૦ | सावओ | [श्रावकः] | साविआ | [श्राविका] | ० | |
| " " " | घायगो | [घातकः] | | | ० | |
| | णायगो | [नायकः] | णाइगा | [नायिका] | | |
| | दायारो | [दायारः] | दाई | [दात्री] | दायारं | [दातृ] |
| ભા૦ કૃ૦ નામ | रागो, भंगो. | | गई | [गतिः] | गमणं | [गमनम्] |
| " " " | विजयो | | मई | [मति.] | मणणं | [मननम्] |

| | | | |
|---|---|---|---|
| ,, ,, ,, | | किरिया [क्रिया] | |
| ,, ,, ,, | | भासा [भाषा] | |
| ,, ,, ,, | | सुस्सूसा [शुश्रूषा] | |
| શીo કર્તૃo કૃo વિo | सेविरो | सेविरी–रा | सेविर |
| | नमिरो | नमिरी–रा | नमिरं |
| | गमिरो | गमिरी–रा | गमिरं |
| કર્તૃo કૃo નામ | भावो, णयो, | भयणा | |
| કર્મo કૃo નામ | आयारो | भमि | |

## ૩, અવ્યયો:

[પ્રાકૃતમાં ઘણા ખરા સંસ્કૃત અવ્યયો અક્ષર પરિવર્તન કરીને વપરાય છે. તે ઉપરાંત પ્રાકૃતના સ્વતંત્ર પણ કેટલાક અવ્યયો છે. તે દરેક જાતના અવ્યયોનો કેટલોકજ ભાગ કોષમાં આપેલ છે. અવ્યયોમાં વિભકિત વચન તથા જાતિના ફેરફારો થતા નથી. કેમકે તે અ–વ્યયો છે. [ऋकोष] ]

## ૪. પ્રાકૃત તદ્ધિત પ્રત્યયો:

[ **તદ્ધિત**—એટલે **તેને માટે**–**હિતકારી**, હોય તે **તદ્ધિત**. તદ્ એટલે=**તેને માટે**=એટલે શબ્દ શાસ્ત્ર જે વ્યાકરણ, તેનો મુખ્ય વિષય શબ્દોનું શાસ્ત્ર સમજાવવાનો છે. તે શબ્દો મુખ્યપણે ૭ પ્રકારના છે. નામ, સર્વનામ, વિશેષણ, અવ્યય, ક્રિયાપદ, અને કૃદન્તો, –**તેને માટે**;—

**હિત** એટલે **હિતકારી**, કેટલાક એવા પ્રત્યયો લાગે છે, કે જે એ છએય જાતના શબ્દોના હિતમાં વધારો કરે છે. માટે તે પ્રત્યયોનું નામ **તદ્ધિત** કહેવાય છે.

**હિત** એટલે=જુદા શબ્દો અને વાકયોના અર્થ એ પ્રત્યયો પૂરાં પાડે છે, છતાં મૂળ શબ્દના કદમાં ખાસ વધારો થતો નથી. માટે તેવા **પ્રત્યયો** કોઇપણ શબ્દના હિતમાં વધારો કરનારા હોવાથી **તદ્ધિત** કહેવાય છે.

જેમકે:—**परस्य इमं**=પરનું આ=પારકું. તેને બદલે **परक्कं** કરવાથી ચાલે.

સંસ્કૃત ભાષામાં સેંકડો જુદા જુદા અર્થના તદ્ધિત પ્રત્યયો થાય છે. અને ઘણે ભાગે તે દરેક શબ્દોમાં અક્ષર પરિવર્તનના નિયમોથી ફેરફાર થઇને પ્રાકૃતમાં વપરાય છે. તે બધા આપવા ઘણા મુશ્કેલ છે. એટલે તે સંસ્કૃત ઉપરથીજ સમજી શકાશે. છતાં કેટલાક ખાસ પ્રાકૃત પ્રત્યયો છે, તે અહીં નીચે આપ્યા છે, તથા કેટલાક સંસ્કૃત ઉપરથી થયેલા તથા અનિયમિત તદ્ધિત શબ્દો પણ કોષમાં આપ્યા છે. [ऋकोष] ]

| અર્થ. | પ્રત્યય. | પ્રયોગ. |
|---|---|---|
| ૧ " તેનું આ " અર્થમાં | केर | अम्हकेर, रायकेर, पारकेर. <br> અમારૂં રાજાનું પારકું. |
| ૨ " તેમાં થયેલ " " | इल्ल उल्ल | गामिल्ल-गामिल्ली, नयरुल्ल. <br> ગામમાં થયેલ-લી, શહેરમાં થયેલ. |
| ૩ " તેના જેવું " " | व्व | नयरव्व શહેરની જેવું ગામ |
| ૪ " પણું " " | इमा, त्त, तण | लघि[हि]मा, पुहुत्तं, लहुत्तणं. <br> લઘુપણું, જુદાપણું, લઘુપણું. |
| ૫ " વાર " " | हुत्त-खुत्त | तिखुत्तो, ત્રણ વાર. सयहुत्तं. સોવાર. |
| ૬ " વાળું અર્થના मत् ને સ્થાને- | आल | रसाल રસવાળું. |
| | आलु | ईसालु ઇર્ષ્યાવાળું. |
| | इत्त | माणइत्त માનવાળું. |
| | इर | गव्विर ગર્વવાળું. |
| | इल्ल | सोहिल्ल શોભાવાળું. |
| | उल्ल | विआरुल्ल વિચારવાળું. |
| | मण | धणमण ધનવાળું. |
| | मंत | बुद्धिमंत બુદ્ધિવાળું. |
| | वंत | धणवंत ધનવાળું. |

| | | | | |
|---|---|---|---|---|
| ७ " પાંચમી વિભકિતના " અર્થમાં | त्तो | कत्तो | | ક્યાંથી. |
| | दो | कदो | | " |
| | ओ | कओ | | " |
| ८ " સાતમીના અર્થમાં " | हि | जहि | | જ્યાં |
| | ह | जह | | " |
| | त्थ | जत्थ | | " |
| ९ " તેલ અર્થમાં " | एल्ल | कडुएल्ल | | તીખું તેલ: |
| १० " સ્વાર્થ " | अ [વિકલ્પે] | चन्दअ | चन्द | ચંદ્ર. |
| | इल्ल " | पुरिल्ल | पुरा | આગળ. |
| | उल्ल " | हत्थुल्ल | हत्थ | હાથ. |

११ સ્વાર્થ પ્રત્યય પછી પણ સ્વાર્થના પ્રત્યયો આવી શકે છેઃ बहुअयं [बहुककं] ઘણું.

## अ કેટલાક ખાસ ઉપયોગી પ્રાકૃત ધાતુઓઃ—

अच्छ् હોવું

अब्भुत्त् ન્હાવુ

आयर આદર આપવો

उच्चुप् ચડવું

उच्छल्ल, उत्थल्ल } ઉછળવું

उप्पज्ज् ઉત્પન્ન થવું

उलट्ट નીકળવુ

उल्लूर् ઉખેડવું, તોડવું

उल्लाल् ઉલાળવું

उव्वेल्ल् ઉવેળવું

ओअर् ઉતરવું

कड्ढ् કઢવું, કાઢવું.

कड्ढ् ઉકાળવું, કઢવું, ખેંચવું.

कल् ૧ગણવું,રકળવું,જાણવું.

किण् ખરીદવું

कुक्क् બોલવું, કુકવો કરવો

खुडुक्क् ખટકવું,ઉતરવું,ચૂકવું

खुप्प् ખૂડવું, ખૂચવું.

खेड्ड्, खेल्ल } રમવું

गण्ठ् ગૂંથવું

गुम्म्, गुम्मड् } મુંઝાવું, ગુમ થઈ જવું

घुण्ट्, घोट्ट् } પીવું

चंप् ચાંપવું

चुक्क् ચૂકવું

छिव्, छिह् } સ્પર્શ કરવો

छोल्ल् છોલવું

जग्ग्, जागर् } જાગવું

जम्प् બોલવું

जुंज જોડવું

जूर् ખેદ કરવો

झर् ટપકવું, ઝરવું

झलक् ઝળકવું

झङ्ख् બોલવું

झा ધ્યાન કરવું

झिल्ल् ન્હાવું

झुर् સ્મરણ કરવું, ઝુરવું

टिरिटिल्ल् ભમવું, ફેરવું, ટહેલવું.

टिविटिक्क् ટાપટીપ કરવી

ढल् ઢળી જવું, ઢોળાવું.

ढक् ઢાંકવું

णिज्झर् ઝરવું,
तच्छ् છોલવું, તાચ્છવું.
थक्क् રહેવું, વિલંબ કરવો, નીચે જવું
दुगुञ्छ् નાક મચકોડવું. દુગંચ્છા કરવી
धुक्कक् ધડકવું.
धुण् કંપવું, ધૂણવું
नीसर् નીકળવું
पडियाल् રાહ જોવી, રક્ષા કરવી
पलोट्ट् પાછું વળવું. પાછું ફેંકવું
पवस् પ્રવાસ કરવો
पार् શકવું,પાર જવું,પૂરં કરવું.
पिज्ज् પીવું.
पुक्क् પોકાર કરવો પોકરાણ પાડવી
पेच्छ् જોવું
फरिस् સ્પર્શ કરવો.
फाड् ફાડવું
फिट्ट् ફીટવું
फंस् ફસાવવું, જુઠું બોલવું.
बल् ખાવું, જીવવું
बुक्क् ગાજવું
बुड्ड् ડૂબવું
बुहुक्ख् ભૂખ લાગવી
भुक्क् ભસવું
भुल्ल् ભૂલવું
मुज्झ् મુંઝાવું
मुण् જાણવું
मुर् મહોં મરકાવવુ
मुसुमुर् ભાંગવુ
रह् રહેવું
रम्प्, रम्फ् } છોલવું
रिग् જવુ પેસવુ
रुन्ध्, रुम्भ् } રુંધવું, રોકવુ
रेल्ल् રેલાવું, પલાળવું
लद्द् યાદ કરવું, રઢ લેવી
लिंप् લીંપવું
ल्हस् ખસવું
लुक्क् છુપાવું
वडवड् વલવલવું, વિલાપ કરવો
वम्फ् ઇચ્છવું, ખાવું
वलग्ग् વળગવુ
वावर् વાપરવું
विक्क्, विक्किण् } વેચવું

विम्हर्
विसार } ભૂલવું, વિસરવું

विरा ઓગળવું

विरोल् વલોવવું

विसाम् વિસામો લેવો

विसूर् ખેદ કરવો

वेद् વીંટવું

सड् સડવું, નાશ પામવો

संधुक्क् અગ્નિ સળગાવવો, બળવું, બાળવું.

संपज्ज् } તૈયાર થવું. પાકવું, સિજવું.

सिज्ज्
सिज्झ् } સિદ્ધ થવું

सूड्
सूर् } કાપવું, ચૂડવું, ભાંગવું [ખેતરમાં સાંઠી મૂકવી.]

हर् લઈ જવું

प +हर મારવું, લડવું

अणु + „ સરખા થવું

वि + „ રમવું

पडि + „ ફરીથી પૂરવું

उव + „ પૂજા કરવી

सं + „ ઢાંકવું, અટકાવવું નાશ કરવો.

नि + „ ઝાડો કરવો

आ + „ ખાવું

परि + „ ત્યાગ કરવો.

वा + „ [वि+आ] બોલવું

## आ ખાસ અર્થમાં ખાસ ધાતુઓ.

अक्खोड् તરવાર ખેંચવી कृष्

कम्म् હજામત કરવી कृ

गुलुन्छ् ખુશામત કરવી कृ

ढिक्क् બળદનો અવાજ गर्ज्

णिआर् કાણી આંખે જોવું कृ

णिहुह स्तब्ध કરવું कृ

णिव्वल् દુખનો ત્યાગ કરવો मुच्

णिव्वोल ક્રોધથી મોં ભરડવું कृ

णीलुञ्छ् १ પાડવું, २ છાંટવું कृ

निव्वड् જુદું થવું, સ્પષ્ટ થવું भू

णिसुद् ભારથી નમવું नम्

पयल्ल् ઢીલું કરવું, લટકવું कृ

पहुप्प् સ્વામી થવું, સમર્થ થવું प्र+भू

पोक्क् ઉંચેથી રડવું પોક મૂકવી वि+आ+हृ

बुड् ડૂબવું मज्ज्

महमह् સુગંધ ફેલાવો प्र+सृ

मुर् હસતાં મ્હોં ઉઘાડવું स्फुर्

वडवड् વિલાપ કરવો वि+लप्

वावम्फ् મહેનત કરવી कृ

लोट्ट् सुवुं स्वप्
संदाण् टेको करवो कृ
संधुक्क् दीवतो सળગાવવો प्र+दीप्

सम्माम् આદર દેવો, માન આપવું आ+दृ
हक्क् ના પાડવી, હાંકી કાઢવું नि+सिध्

## ड. હેત્વર્થ, સંબન્ધક ભૂત, અને તવ્વ પ્રત્યય પર છતાં કેટલાક અનિયમિત રૂપોઃ—

| | પ્રા૦ | સં૦ | तुं, | त्वा | अव्व / तव्व |
|---|---|---|---|---|---|
| का | कर् | कृ | काउं | काऊण | काअव्व |
| घेत् | गिण्ह् | ग्रह् | घेत्तुं | घेत्तूण | घेत्तव्व |
| तुर् | तुवर् | त्वर् | तुरिउं | तुरिऊण | तुरिअव्व |
| दट्ठ् | दरिस् | दृश् | दट्ठुं | दट्ठूण | दट्ठव्व |
| भोत् | भुञ्ज् | भुज् | भोत्तुं | भोत्तूण | भोत्तव्व |
| मोत् | मुञ्च | मुच् | मोत्तुं | मोत्तूण | मोत्तव्व |
| रोत् | रोव् | रुद् | रोत्तुं | रोत्तूण | रोत्तव्व |
| वोत् | वच्च् | वच् | वोत्तुं | वोत्तूण | वोत्तव्व |

## ई. કેટલાક અનિયમિત ભૂતકૃદન્તો.

अफुण्ण ઘેરાએલું आक्रान्त
उक्कोस ઉત્કૃષ્ટ, ઉંચા પ્રકારનું उत्कृष्ट
चक्खअ ચાખેલું आस्वादित
छित्त અડકેલું स्पृष्ट
जढ તજેલું त्यक्त
झोसिअ ફેંકેલું क्षिप्त

निच्छूढ ચોપડેલું उद्वृत्त
निसुट्ट પાડી નાખેલું निपातित
निमिअ રાખેલું स्थापित
पमुट्ठ તપાસેલું, ચોરેલું प्रमृष्ट, प्रमुषित

पल्हत्थ ) ફેંકેલું, પાછું
पल्लोट्ट ) વાળેલું

फुड સ્પષ્ટ થયેલુ स्पष्ट

लुअ કાપેલું लुन

लुग्ग રોગ થયેલું रुग्ण

ल्हिक્ક નાશી ગયેલુ नष्ट

वोसट्ट ખીલેલું विकसित

विढत्त પેદા કરેલુ अर्जित

वोलीण ઓળંગી ગયેલું अतिक्रान्त

हीसमण ખોંખારેલું हेषित

१–उ

गम् गच्छ् જવું गम्

इस् इच्छ् ઈચ્છવું इष्

जम् जच्छ् દાબમા રાખવું यम्

आस् अच्छ् બેસવું आस्

सड् સડવું सद्

पड् પડવું पत्

वच्च् જવું व्रज्

नच्च् નાચવું नृत्

खिज्ज् ખીજવું खिद्

कढ् ઉકાળવું क्वथ्

वड्ढ् વધવું वृध्

वेढ् વીંટવું वेष्ट्

रुन्ध्, रुम्भ् } રુંધવું रुध्

रुव, रोव् } રોવુ रुद्

नव् નમવું नम्

खा, खाअ [બહુવચનમાંજ] } ખાવુ खाद्

धा, धाव् [બહુવચનમાંજ] } દોડવુ धाव्

सिर् બનાવવું सृज्

२–उ અન્ત્ય વ્યંજન બેવડો:—

फुड्ड फुट्ट् ફુટવું स्फुट्

चल् चल्ल् ચાલવું चल्

निमील् निमिल्ल् વીંચાવું निमील्

जेम् जिम्म् જમવું जेम्

सक्क् શકવું शक्

लग्ग લાગવું लस्ज

मग्ग् શોધવું मृग्

नस्स् નાશ પામવો नश्

कुप्प् કોપ કરવો कुप्

पल्लोट्ट પાછા વળવું, પલોટવું
प्र-लुट

तुट्ट તોડવું त्रुट्

सिव्व સિવવું सीव

२ उ

चिण વીણાવું चि

जिण् જીતવું जि

सुण् સાંભળવું श्रु

थुण् સ્તુતિ કરવી स्तु

लुण् કાપવું लू

पुण પવિત્ર કરવું पू

धुण् હલાવવું धू

१ ऊ. उ નો अव्:—

हव હોવું भू

रव् બૂમ પાડવી रु

सव् જન્મ આપવો सू

२ ऊ. ऋ, વર્ણનો अर्:-

कर् કરવું कृ

धर् ધરવું धृ

मर् મરવું मृ

वर् વરવું वृ

सर् ખસવું सृ

हर् લઈ જવું हृ

तर् તરવું तृ

जर् જુનું થવું जृ

३. ऊ. ऋ નો अरि:—

करिस् ખેડવું. ખેંચવું, कृष

वरिस् વરસવું वृष्

हरिस् રાજીથવું हृष्

४. ऊ. ઉપાન્ત્ય દીર્ઘસ્વર

रूस् ખીજવું रुष्

तूस् સંતોષ પામવો तुष्

पूस् પોષણ પામવું पुष

सूस् સુકાવું शुष्

दूस् ખરાબથવું दुष

५ ऊ. इ વર્ણનો ए:—

ने-णे લઈ જવું नी

उड्+डे ઉડવું उड्डी

उ નો ओ:—

हो હોવું भू

ऋ. અવ્યયો

अन्तो અંદર अन्तर

अप्पेवं શું એમ? अप्येवं

अम्मो આશ્ચર્ય જણાવવા

अयि અરે अयि

अरे ઓ [ બોલાવવું ] अरे

अलं / अलाहि } બસ अलम्

अवरज्जु બીજે દિવસે अपरेद्युस्

अवरिं ઉપર उपरि
अव्वो સૂચના, પશ્ચાત્તાપ,
ભય, આનંદ, દુઃખ
વિગેરે સૂચવનાર
अह હવે अथ
अहत्ता નીચે अधस्तात्
अहवा } અથવા अथवा
अहव }
अहे નીચે अधः
अहो આશ્ચર્ય, अहो
आम હા ओम्
इओ અહીંથી इतः
इ પ્રશ્ન પૂછવામાં
उ તો, પરંતુ
उत्तरसुवे આવતી કાલે उत्तरश्वः
ऊ નિંદા, વિસ્મય
एवं એ પ્રકારે, एवं
एवमेव } એમજ
एमेव }
ऐ અરે अयि
ओ સૂચના, પશ્ચાત્તાપ
कओ કયાંથી कुतः
कत्थइ કોઈક ઠેકાણે कुत्रापि
कल्लं કાલે कल्यम्
कह } કેમ कथम्
कहं }
कहि } કયાં कुत्र
कहिं }
खु નક્કી खलु.
च्च નક્કી
जइ જો यदि.
छिछि धिक् धिक्
झत्ति ઝટ झटिति
णइ નિશ્ચય
णं વાકયના અલંકારમાં
णवर કેવળ
णवरि પછી
णवरं વિશેષ
णवि વિપરીતતા
णाइ ના
तु } તો तु
तो }
थू થુત્કાર थूत्
दर અરધું, ઓછું,
दे બોલાવવું-સામે જોવરાવવું
धणियं અત્યન્ત
धिद्धि धिक् धिक्
पगे સવારમાં प्रगे.
परज्जु પરમ દિવસે परेद्युः
पातो સવાર प्रातः
पायो } ઘણું કરીને प्रायः
पाओ }
पुहं } જુદું, પૃથક् पृथक्
पिहं }
मुहु વારંવાર मुहुः [भूयः
भुज्जोभुज्जो વારંવાર भूयो-

मणयं જરી मनाक्
मोरउल्ला નકામું मुधा
ह्यो ગઈ કાલે ह्यः
वेव्व આમંત્રણ
वेव्वे ભય, રોકવું, વિષાદ, આમંત્રણ
सइ એકવાર सकृत्
सइ હંમેશ सदा

सणियं ધીમે ધીમે शनैः
सक्खं સાક્ષાત્ साक्षात्
सुवे આવતી કાલે श्वस्
से હવે, વાક્યનો આરંભ
हला / हले } સખીને બોલાવવામાં વપરાય છે
हिर નિશ્ચય, ખરેખર किल
हु નિશ્ચય

## ઋ કેટલાક અનિયમિત તદ્ધિત શબ્દો.

सणिअं અવ્ય૦ शनैः ધીમે
उवरिल्ल વિ૦ उपरि ઉપરનું
जत्तिअ / जेत्तिल / जेद्दह } વિ૦ यावत् જેટલું
परक्क વિ૦ परकीय પારકું
राइक्क વિ૦ राजकीय રાજાનું
अम्हेच्चय વિ૦ अस्माकं અમારૂં
तुम्हेच्चय વિ૦ युष्माकं તમારૂં
सव्वंगिअ વિ૦ सर्वाङ्गीण આખે અંગે
पहिअ વિ૦ पान्थ મુસાફર
अप्पणय વિ૦ आत्मीय આપણું, પોતાનું
मणियं-मणा અવ્ય૦ मनाक् થોડું
मोसालिअ-मीस વિ૦ मिश्र મિશ્ર

दीहर-दीह વિ૦ दीर्घ-લાંબું
विज्जुला-विज्जु ના૦ विद्युत् વિજળી
पत्तल-पत्त નાન્ય૦ पत्र પાંદડું
पीअल, / पीवल, पीअं } વિ૦ पीत પીળું
अंधल / अंध } વિ૦ अन्ध આંધળું
अंकोलतेल्ल નાન્ય૦ अङ्कोठतैल અંકોલનું તેલ
धणि વિ૦ धनिन् ધનવાળું
अत्थिअ વિ૦ आर्थिक ધન સંબંધી
तवस्सि વિ૦ तपस्विन् તપસ્વી
रायण्ण વિ૦ राजन्य રાજા સંબંધી
काणीण વિ૦ कानीन કન્યાનું
मईय વિ૦ मदीय મારૂં

पीणया ना० पीनता જાડાઈ

भिक्ख वि० भैक्ष्य ભિક્ષાનું

भुमया
भमया } ना० भ्रूकुटि ભ્રકુટી

## કોપ.

अवसाण ना०न्य० નાશ, અંત, છેડો अवसानः

आणत्ति ना० આજ્ઞા आज्ञप्ति

ईसायमाणो ना० નામધા० વ० કૃ० ઈર્ષ્યા કરતી ईर्ष्यायमाणा

उब्भुय क० भू० कृ० ઉત્પન્ન થયું उद्भूत

उम्मत्तिया ना० ગાંડી उन्मत्तिका

ऊससिअ क० भू० कृ० ખુલ્લું કર્યું उच्छ्वसित

किइ ना० કામ, બનાવટ कृति

कुंभग्गसो અવ્ય० દરેક ઘડા પરથી कुम्भाग्रशस्

कुसुमोवयार न० ફૂલ પૂજા कुसुमोपचार

खज्ज वि० कृ० ખાવાનું खाद्य

चंकमण यङ् कृ० ચાલવું चङ्क्रमण

जहाणुण्णायं क्रि० वि० આજ્ઞા પ્રમાણે यथानुज्ञातम्

जहारिहं क्रि० वि० યોગ્યતા પ્રમાણે यथार्हम्

जहावत्तं क्रि० वि० હકીકત પ્રમાણે यथावार्तम्

जाज्जल्ल् यङ् धा० ખુબ સળગવું जाज्वल्य्

जिघरिक्खु ध० कर्तृ० कृ० લેવાની, ઈચ્છાવાળું जिघृक्षु

तिप्प् धा० સંતોષ પામવો

दारिया ना० છોકરી दारिका

दूस-कुटी ना० રાવટી दूष्यकुटि

धम्मिल्ल न० એક શેઠનો પુત્ર

नमिर वि० નમવાની ટેવવાળું

नन्द्+अभि धा० વખાણવું

नायग
णेयार } न० નાયક, नायक નેતા नेतृ

निव्वत्
निप्पज्ज } धा० ઉત્પન્ન થવું નિવડવું. नि+पद्

पच्छायण ना०न्य० ઢાંકવું प्रच्छादन

पडिसरा ना० આજુબાજુ, મર્યાદા, કનાત, શીમા प्रतिसरा

पडिवोक्खिय कर्म० भू० कृ० સાફ કરી પાથર્યું प्रतिप्रोक्षित

पायग न० સંતાનાર पावक

पासाय न० મહેલ प्रासाद

पिवासु ध० कृ० न० पीवानी ईच्छावाळो पिपासु
पिवासा ध० कृ० ना० पीवानी ईच्छा पिपासा
पीइ-विसेस न० खास प्रीति प्रीति-विशेष
फुम्फुल्ल् धा० प्रफुल्ल थवुं
पेज्ज वि० कृ० पीवानुं पेय
भमि ना० भमवुं भ्रमि
भयणा ना० विकल्प भजना
भायण नान्य० वासण भाजन
भासा ना० बोली भाषा
भोज्ज वि० कृ० खावानुं
मायंग न० चंडाळ मातङ्ग
मारग न० मारनार मारक
ललिय-गोट्ठिअ न० ईष्ट मित्र, गम्मत मारेनो गोठीयो ललित-गौष्ठिक
लालप्प् यङ०धा० वधारे पडतु बोलवुं लालप्य्
लेहअ न० लखनार लेखक
वत्तार न० वकता वक्तृ
वाइय क० भू० कृ० वगाडेलुं वादित
विइन्न क० भू० कृ० आपेलुं विकीर्ण

विउल वि० मोटुं विपुल
विट्ठर नान्य० आसन विष्टर
वुब्भन्त व० कृ० तरतुं वहत्
स-कलत्त वि० स्त्री सहित सकलत्र
समइच्छिअ क० भू० कृ० गयुं समतिगत
समग्ग नान्य० साथे, बधुं समग्र
साह् धा० कहेवुं कथ्
सार् धा० प्रहार करवो प्र+हृ
सुस्सूआ ध० कृ० सांभळवानी ईच्छा शुश्रूषा
सुस्सूसु ध० कृ० सांभळवा ईच्छनार शुश्रूषु
सद्दाय् प्रे० धा० बोलाववुं शब्दाय्
हत्थसोअ नान्य० हाथ धोवा ते हस्तशौच
हसिर कृ० वि० हसवावाळु
हसाविर शि० प्रे० शि० कृ० वि० हसावनारावाळु

## પ્રાકૃત વાક્યો.

ततो— धम्मिल्लो हट्ठ-तुट्ठ-मणसो जाओ सव्वं जहावत्तं सोऊण.

अइक्कन्ते य तम्मि दिवसे, समइच्छियाए रयणीए, पभाए विमले, सव्वलोय-सक्खिम्मि उग्गए दिवसयरे, जुवराया ललिय-गोट्ठिए समग्गो निग्गतो सकलत्तो उज्जाणं।

सोऊणं धम्मिल्लोवि णाणाविह-मणि-रयणाऽऽभरणो विविह-राग-वत्थ-वेसधारी अप्पाणं काऊणं कमल-विमल-सेणाए समं रहवरं समारूढो उज्जाणं गतो, पविट्ठो य उववणं।

ताव य किंकर-जणेण ऊसवियाओ-दूसकुडीओ, विरइया विउला मंडवा, परिवेढिया य अप्पणो पच्छायण-निमित्तं पडिसरा, पडिवोक्खिया य कूलवधू-सयणिज्जा.

जुव-रण्णो य आणत्तीए विरइओ भोयणमंडवो सुभूमिभाए, कुंभग्गसो विइन्नो कुसुमोवयारो, रइया य जहारिहं आसणा, गहिय-गंध-वत्थ-मल्लाऽऽभरणा गोट्ठिआ अप्पणो अप्पणो सविभवेणं जहाणुण्णायं जुवरण्णा णिविट्ठा मणिभूमिया-विट्टरेसु, कणग-रयण-मणि-निम्मियाणि दिण्णाणि य भायणाणि।

ततो धम्मिल्लो वि पियाए विमलाए समं निविट्ठो, पासे य से कमलसेणा।

ततो पकए हत्थसोए णाणाविहं खज्ज-भोज्ज-पेज्जं दिज्जउमाढत्ता।

एवं च ते अण्णोण्णेणं समं पीइविसेसं अणुभवंति । जुवराया समं गोट्ठिएहिं धम्मिल्लं विमलाए समं पेच्छंतो न तिप्पइ, परं च विम्हयमुवगओ ।

तओ य तत्थ मद-भिंभलस्स जुवई-जणस्स णच्चिय-गीअ-वाइयावसाणं पस्सिऊण धम्मिल्लं च अभिनन्दन्तो गोट्ठिए सहिओ उट्ठिओ जुवराया, जाणवाहणारूढो य पत्थिओ सभवणं.

सो वि विमल-कमलसेणाए समं रहवरारूढो सभवणं गतो.

अहो ! रूवस्सिणी मायंग-दारिया वियक्खणा जातीए दूसिआ, कुडिला कम्मगई ।

महुरव्व पाडलिउत्ते पासाया ।

ગુજરાતી વાકયો.

અરે ! હું બીઉં છુ ! અરે ગાંડી !

બસ, વાચેલા કાગળ વડે શું ? હું રોષ કરતો નથી [णाइ]

હે સખિ ! તેની આ પ્રકારની ગતિ થઈ.

ઓ ! મહારાજ ! કૃપા તો કરો.

તે એ પ્રકારે નક્કી હસે છે. અલ્યા ! નિર્લજ ! બેસ બેસ.

અરે ! મને કેમ જાણી ? થૂ ! લોક નિર્લજ છે.

અરે ! આજ અમારૂ જીવિત સફલ થયુ ( આનંદ )

અરે રે ! તેણે જે પ્રકારે કર્યું, તે પ્રકારે કોને કહું?

અરે ! તું અત્યારે કયાં જાય છે ! (આશ્ચર્ય)

તે ખરેખર પ્રિય મિત્ર છે. હા. એમજ છે.

તમે ગઇ કાલે ન આવ્યા, તો હવે આવતી કાલે આવજો.

તું સવારે ઝટ ઉઠ, અને વારંવાર અથવા એક વાર સ્મરણ કર.

---

## વા વ ત્રો પા ઠો.

### બાકીના પરચુરણ નિયમો.

[૧ આ પાઠમા નીચે પ્રમાણેના વિષયોનો સમાવેશ કરવામા આવ્યો છે—

૧ વાક્યમા કે શબ્દને લાગુ પડતા સામાન્ય નિયમો.

૨ જાતિ વિચાર.

૩ આર્ષ પ્રયોગો

૪ દેશ્ય પ્રાકૃત.

૫ સંસ્કૃત રૂપો પરથી થતા પ્રયોગો

૬ બાહુલ પ્રકારના ફેરફારો.

૭ પ્રાકૃત ભાષાઓનું મિશ્રણ.

૮ સંસ્કૃત પ્રયોગોજ પ્રાકૃતમાં.

૯ પ્રાકૃતમાં ન વપરાતા કેટલાક સંસ્કૃત શબ્દો

૧૦ કેટલાક વધારાના પ્રયોગો તથા રૂપો

૧૧ એક વ્યંજનના ફેરફારના અપવાદો.

૧૨ સંયુકત તથા અન્ત્ય વ્યંજનના ફેરફારના અપવાદો.

૧૩ એક શબ્દના જુદા જુદા પ્રયોગો.

૧૪ કેટલાક પ્રાકૃત છંદો. ]

૧.

૧. સમાસ-નામ ધાતુ—અને તદ્ધિત પ્રયોગોમાં હ્રસ્વ સ્વરને

